# આ ગ્રંથકારનાં બીજાં પુસ્તકો

| | | |
|---|---|---|
| ૨–૮ | ભક્તકવિશ્રી દયારામનું જીવનચરિત | નારાયણદાસ પરમાનંદદાસ ડબ્બાવાલા, મુંબઈ નં. ૨ |
| ૦–૧૨ | માંડણકૃત ઉખાણા અથવા પ્રબોધ બત્રીશી અને શ્રીધરકૃત રાવણ મંદોદરી સંવાદ | શ્રી ફાર્બસ ગુજરાતી સભા મુંબઈ |
| ૦–૧૨ | નરપતિકૃત પંચદંડની વાર્તા | |
| ૦–૧૨ | મધુસૂદનકૃત હંસાવતી વિક્રમચરિત્રવિવાહ | |
| ૧–૯ | ક્રમિકપાઠ્ય પુસ્તક ૧–૨ | એસ. સી. કોઠારી, વડોદરા |
| ૧–૮ | ગદ્યસમુચ્ચય ભા. ૧ | |
| ૦–૧૨ | ગુજરાતનો નાથ અવલોકન અને ટીકા | |



## તૈયાર થતાં

ગુજરાતી સાહિત્યના યાત્રાળુઓ ભાગ ૨ થી ૫

સાહિત્ય મંજૂષા ભા. ૧ થી ૩ (શ્રી. ભાનુશંકર વ્યાસ સાથે)

નિબંધ અને નિબંધિકા

સાહિત્યવિહાર (વિવેચન) ભા. ૧–૨

રસવિહાર (કાવ્યસંગ્રહ)

સ્નેહી સંસાર અને બીજી વાતો (નવલિકાસંગ્રહ)

ગુજરાતી શબ્દસિદ્ધિ

શંકરપ્રસાદ છગનલાલ રાવલ
આનંદ ટેરેસ, પહેલે માળે, સી. પી. ટેન્ક, મુંબઈ ૪.

# મધ્યકાલીન ગુજરાતી જ્ઞાનમાર્ગી કવિતા

— બળવંત જાની

'...પ્યાલો મેં પીધેલ છે ભરપૂર...'

ડૉ. નરેશ વેદને

## અનુક્રમ

# નિવેદન

મધ્યકાલીન ગુજરાતી જ્ઞાનમાર્ગી કવિતા વિષયે પૂર્ણ રૂપનુ ખરૂ ચિત્ર આપણી પાસે નથી. સાહિત્ય ઇતિહાસના ગ્રંથમાંયે આખા પ્રવાહને–પરંપરાને એકીસાથે મૂલવાયેલ નથી. આ પરિસ્થિતિમાં જ્ઞાન-માર્ગી કવિઓનાં પ્રદાનને ઐતિહાસિક અભિગમથી તપાસવાનું આરંભેલું. પછી એ કવિતાઓને આધારે આપણી જ્ઞાનમાર્ગી કાવ્ય-વિભાવના તારવેલી. તે, અહીં પ્રારંભે મુકેલ છે. આપણે ત્યાં જ્ઞાનમાર્ગી કવિતાના પ્રવાહને મૂલવવાનાં થયેલાં પ્રયત્નોની સમીક્ષા પણ અહીં પ્રસ્તુત કરી છે. જ્ઞાનમાર્ગી કવિતામાંથી દૃષ્ટિગોચર થતું કવિકર્મ પણ અહીં ટૂંકમાં નિર્દેશેલ છે. આમ, આ ગ્રંથમાં આપણી જ્ઞાનમાર્ગી કાવ્યવિભાવના, ઈતિહાસ, થયેલા કાર્યની સમીક્ષા અને જ્ઞાનમાર્ગી કવિતામાંથી દૃષ્ટિગોચર થતું કવિકર્મ, એમ ચાર દૃષ્ટિબિંદુથી મધ્યકાલીન ગુજરાતી જ્ઞાનમાર્ગી કવિતાને તપાસી છે. છેલ્લે જ્ઞાનમાર્ગી કવિતાને સમજવા માટે મહત્વના સંદર્ભગ્રંથોની સૂચી પણ મૂકી છે.

સાહિત્યના ઈતિહાસમાં તો સ્વાભાવિક છે કે ચાર–પાંચ પંક્તિઓ ઉદ્ધૃત થઈ હોય. મધ્યકાલીન કાવ્યકૃતિઓ સરળતાથી સુલભ પણ થતી નથી. અને કેટલાંક જૂના સંપાદનો તો હવે યુનિવર્સિટીનાં ગ્રંથાલયોમાંય દુર્લભ છે, તથા જો છે તો એ જર્જરિત અને ખંડિત સ્વરૂપે છે. એટલે અભ્યાસીઓને સુલભ થઈ શકે એવા શુભાશયથી અહીં પચાસ જેટલાં મહત્વના ગુજરાતી જ્ઞાનમાર્ગી કવિઓની એકસો એક પદરચનાઓ પણ ગ્રંથમાં સામેલ કરી છે. જૈન સંપ્રદાયની જ્ઞાનમાર્ગી કવિતા વિષયે વિગતો મેળવીને એક લેખ તૈયાર કરવા ધાર્યું છે. તે પછી પણ ઘણું બાકી રહે છે, સંશોધકો આ દિશા તરફ અભિમુખ થશે તો મારો શ્રમ સાર્થક માનીશ.

રચના પસંદગી માટે આધારરૂપે જે ગ્રંથો ઉપયોગમાં લીધા છે તેમાં સંતવાણી માટે અન્ય ભજનસંગ્રહો નહીં પરંતુ મકરંદભાઈ અને મેઘાણીના સંપાદનો ખપમાં લીધા છે. નરસિંહ માટે ડૉ. ઈ.ર. દવેનું 'આદિ કવિની આર્ષવાણી', વેદાન્તી કવિઓમાં અખા માટે ડૉ. શિવલાલ જેસલપુરા અને ડૉ. ધીરૂ પરીખના સંપાદનો, અન્ય વેદાન્તી કવિઓ માટે ડૉ. યોગીન્દ્ર ત્રિપાઠી તથા સુરેશ જોષીના કાર્યને, કેટલાક હરિજન કવિઓની પદરચનાઓ માટે ડૉ. નાથાલાલ ગોહિલના કાર્યને, ગીતા-કાવ્યો માટે ડૉ. ભૂપેન્દ્ર બાલકૃષ્ણ ત્રિવેદી અને ભોજા ભક્તની રચનાઓ માટે આચાર્યશ્રી મનસુખલાલ સાવલિયાના સંપાદનને ખપમાં લીધેલું છે. જો શાસ્ત્રીય રીતે સંપાદિત થયેલા ગ્રંથોમાં કૃતિ ઉપલબ્ધ ન હોય તો એવા પ્રસંગે 'પ્રાચીન કાવ્યવિનોદ', 'પ્રાચીન કાવ્ય ત્રૈમાસિક', 'બૃહદ કાવ્યદોહન' વગેરે સંપાદનોને પણ સામગ્રી માટે ખપમાં લેવા પડયાં છે. આ બધા સંપાદકોનાં ગ્રંથોની સૂચી પદમાળાને અંતે પૃષ્ઠાંક સાથે મૂકી છે. જે-જે વિદ્વાનોના સંપાદનોને આ અભ્યાસમાં અને પદસંકલનમાં ખપમાં લીધા છે, તે બધાનો સાભાર ઉલ્લેખ કરીને એ તમામ પરત્વે આભારની લાગણી પ્રગટ કરું છું. આ જ પદ્ધતિએ આ ગ્રંથના અનુસંધાનરૂપે 'મધ્યકાલીન ગુજરાતી ભક્તિમાર્ગી કવિતા' નામનો ગ્રંથ ટૂંક સમયમાં પ્રકાશિત થશે. તેમાં જ્ઞાનમાર્ગી સિવાયની ભક્તિના વિવિધ પ્રકારોયુક્ત રચનાઓ અને સમીક્ષાનો સમાવેશ કર્યો છે. આપણાં પદ સાહિત્યનો પાંચસો વર્ષનો ઈતિહાસ આ નિમિત્તે તપાસવાનું બન્યું એનો આનંદ છે. અભ્યાસીઓ-સંશોધકો આ દિશામાં વિશેષ સ્વાધ્યાય-સંશોધન માટે પ્રવૃત્ત થાય તો આ ક્ષેત્રે પણ ઘણું થઈ શકે તેમ છે.

મધ્યકાલીન ગુજરાતી જ્ઞાનમાર્ગી કવિતાના ઊંડા અભ્યાસી ડૉ. ભૂપેન્દ્ર બાલકૃષ્ણ ત્રિવેદીને મારા આ કાર્યની હસ્તપ્રત તપાસી

જવા વિનંતી કરેલી. એમણે એ તપાસી આપેલી. પછી ગ્રંથ મુદ્રિત થઈ જતાં મેં એમને પુરોવચન લખી આપવા માટે વિનંતી કરેલી. અત્યંત નાદુરસ્ત તબિયત વચ્ચેય મારા કાર્યને મૂલવતું પ્રતિભાવ રૂપનું તથા જ્ઞાનમાર્ગી કવિતા અંગેના વિચારો દર્શાવતું અભ્યાસપૂર્ણ પુરોવચન લખી આપ્યું તે બદલ એમનો ખાસ આભારી છું. ઉપરાંત આ સ્વાધ્યાય વિષયે ડૉ. ચિમનલાલ ત્રિવેદી, ડૉ. પ્રભાશંકર તેરૈયા, ડૉ, ભાનુપ્રસાદ પંડ્યા. અને ડૉ. નરેશ વેદ સાથે ચર્ચા–પરિચર્ચા કરેલી એ બદલ તે સર્વે પરત્વે પણ આભારની લાગણી પ્રગટ કરું છું.

સ્નેહી પ્રકાશકશ્રી બાબુભાઈ શાહે આ સ્વાધ્યાય પ્રકાશિત કર્યો તે બદલ એમનાં પરત્વે પણ આભારની લાગણી અનુભવું છું.

૧૭–૧૮ જૂલાઈ ૧૯૯૦

બળવંત જાની
રીડર, ગુજરાતી ભાષા–સાહિત્ય ભવન,
સૌરાષ્ટ્ર યુનિવર્સિટી, રાજકોટ–૫

# પુરોવચન

પોતાના એક પદના આરંભમાં, આપણો સર્વોત્તમ જ્ઞાનમાર્ગી કવિ અખો, જગતના સામાન્ય જીવને સંબોધી કહે છે :–

"દેહ દેહીતણો પાર જો, જીવડા ! અંધ પરંપરા શું રે ચાલો ?
નામ ને રૂપ તે ધૂમ્ર તણા બાચકા તેહને સત્ય કરી દાય ઝીલો"

જગતમાં 'જન્મીને જીવનનો સાર જાણવાની' મથામણમાંથી માણસે જે વાઙ્મય સૃષ્ટિ સરજી તેને આપણે જ્ઞાનમાર્ગી સાહિત્ય ગણીએ છીએ: જીવ, જગત અને ઈશ્વર સંબંધી વૈવિધ્યભરી વિચારણા આ સાહિત્યમાં સાંપડે છે. હું કોણ ? જગત તે શું ? એનો કોઈ નિયામક હોય તો તે કોણ અને કેવો ? જેવા પ્રશ્નો આદિ કાળથી માનવ મનમાં ઊઠતા રહ્યા છે. માણસે પોતાની બુદ્ધિ શક્તિથી આ પ્રશ્નોના જે ઉકેલ શોધ્યાં છે એમાં ઝાઝું વૈવિધ્ય છે.

ધામ એક જ, પણ તેને પહોંચવા–પામવાના માર્ગ જુદા હોવાથી માનવની જ્ઞાનોપાસનામાં પણ એકરૂપતાની અપેક્ષા ન રાખી શકાય. હું તો આ દેહ જ છું, મારું સ્વતંત્ર અસ્તિત્વ છે, બીજાઓથી હું જુદો છું, મારી બુદ્ધિ શક્તિથી અને કાર્ય કુશળતાથી મેં ભૌતિક લાભો હાંસલ કર્યા છે અને કરતો રહીશ એવું વ્યવહારમાં રચ્યાપચ્યા દુન્યવી જીવો માને છે. એમની દેહબુદ્ધિ, એમનો અહંભાવ, એમની માયા–મમતા–એમને સંસારમાં જકડી રાખે છે. પણ જે જીવો ને સંસારની ભઠ્ઠીમાં શેકાવાનું થાય છે તે જીવો હતાશ બની હરિને ધ્યાયે છે. સંસાર પ્રત્યે વિરાગ પેદા થવો એ હરિદર્શન માટેની પાયાની જરૂરિયાત છે. એ વિરાગ પણ સ્મશાન વૈરાગ્ય નહિ, સાચો અને ઉત્કટ વિરાગ હોવો જોઈએ. જ્યાં સુધી માણસને આશા છે, તૃષ્ણા છે, ત્યાં સુધી સંસારનો મોહ અને મમતા દૂર થતાં નથી. 'આશાવાન તણું નામ જીવ, પદ નૈરાશ બેઠો તે શિવ.' જીવમાંથી

શિવ થવાનો આ કીમિયો સુલભ નથી. સદ્‌ગુરુનો ઉપદેશ એ માટે આવશ્યક છે. વીતરાગી જીવની મુક્તિ માટેની ઝંખનાને સંતોષવા સદ્‌ગુરુનું શરણું લેવું જરૂરી છે.

મુક્તિ કે મોક્ષ માટેની આપણી કલ્પનાઓમાં ભેદ છે. મોક્ષ તે ભૌતિક દેહના અવસાન બાદ પ્રાપ્ત થાય અને તે માટે ઇષ્ટદેવની ભક્તિભાવે આરાધના કરવી જોઈએ એવો ઉપદેશ સામાન્યપણે અપાય છે. અમુક તમુક કરવાથી અમુક તમુક ફળ મળે એવું વેદ–પુરાણ–શાસ્ત્રો કહે છે, મોક્ષને પણ ભક્તિ જેવાં, જપ તપ ધ્યાન યોગ યાગ દાન વ્રત જેવાં સાધનની અપેક્ષા છે એવી માન્યતા હોવાથી તે તે સાધનને મહત્ત્વ આપી, તેનું તેનું ગૌરવ કરતી સાહિત્યિક વિચારણા આપણને મળે છે. ભક્તિમાર્ગમાં આપણે જુદા જુદા દેવોની થતી ભક્તિ અને તે ભક્તિના તેમ જ પૂજા–અર્ચનાનાં અનેક પ્રકારો જોઈએ છીએ. મૂર્તિપૂજા એ સગુણ ભક્તિનો પ્રકાર છે અને એ સગુણ ભક્તિ માણસની ચિત્તશુદ્ધિમાં મહત્ત્વનો ભાગ ભજવે છે એ વાત ધ્યાનમાં રાખવાની છે. પણ મૂર્તિ એ જ ઈશ્વર એવી માન્યતા માણસને જડ ભક્તિ તરફ દોરી જાય છે. એવી ભક્તિથી કોઈ આધ્યાત્મિક લાભ મળતો નથી. એટલે સાચી ભક્તિ તે કેવી હોય તેની સમજૂતી જરૂરી છે. ઈશ્વર સર્વ વ્યાપી છે, સર્વાત્મા છે, જડ–ચેતન સર્વમાં એ જ છે, એવી સમજપૂર્વકની ભક્તિ તે જ સાચી ભક્તિ છે. આવી ભક્તિના મૂળમાં આ રીતે જ્ઞાન અને વૈરાગ્ય જરૂરી છે.

આ દેહ નાશવંત છે, જગતમાં જે પેદા થાય છે તે નાશ પામે છે, તો પછી શાશ્વત એવું કશું છે ખરું ? હોય તો તે શું ? દેહો નાશ પામે, પણ જીવન–ચૈતન્ય–ટકે છે. દેહ જડ છે, એમાં રહેલ આત્મા તે ચેતન છે, અવિનાશી છે, માટે તેની ભાળ કાઢવાને

તત્પર થયેલ માણસો તે જ્ઞાની ગણાય. એ જ્ઞાન પ્રાપ્તિની પણ જુદી જુદી કોટિઓ છે. બ્રહ્મજ્ઞાની ગુરુનો ઉપદેશ આ નિમ્ન–ઉચ્ચ કોટિઓમાં જરૂરી છે. એક વાર માણસ પરમ કોટિની ઝાંખી કરે પછી એ પોતે જ પોતાનો ગુરુ બને છે. સાચું જ્ઞાન એટલે કે બ્રહ્મજ્ઞાન માનવને અભેદ દૃષ્ટિ આપે છે. એમાં ગુરુ શિષ્યના, સ્વામી સેવકના, ધ્યેય ધ્યાતાના, બંધન મુક્તિના એવા કોઈ ભેદ રહેતા નથી.

આપણી જ્ઞાનમાર્ગી કવિતામાં ભક્તિમાર્ગી કવિતા પણ સંકળાયેલ છે. સાકારમાંથી નિરાકાર તરફ, સગુણમાંથી નિર્ગુણ તરફ જવાનું છે. કોઈ સાધનો દ્વારા નહિ, પણ વૈચારિક ભૂમિકાએ તત્ત્વ ચિંતનનું અંતિમ ધ્યેય છે અભેદાનુભવ.

ડૉ. જાનીએ આપણી મધ્યકાલીન જ્ઞાનમાર્ગી કવિતાના ભિન્ન ભિન્ન પ્રવાહોની ઐતિહાસિક અને તાત્ત્વિક દૃષ્ટિએ આ પુસ્તકમાં મીમાંસા કરી છે. કર્મજડ કરમિયા, ધર્મબદ્ધ ધરમિયા અને સર્વથા મુક્ત મરમિયાના ભેદ રજૂ કરી એમણે ગુજરાતના જ્ઞાની સંત મહાત્માઓની અનુભવમૂલક આત્મજ્ઞાનની સાહિત્યિક અભિવ્યક્તિની સોદાહરણ ચર્ચા કરી છે. ગુજરાતના પચાસેક જેટલા ખ્યાત વિખ્યાત સંત ભક્તોની સાહિત્યિક મૂલવણી, સો ઉપરાંત રચનાઓનાં ઉદાહરણો સહિત, આ ગ્રંથમાં ડૉ. જાનીએ કરી છે. આટલા બધા કવિઓની આ રીતની ઐતિહાસિક દૃષ્ટિએ રજૂ થતી આ મીમાંસા અગાઉના આ દિશાના પ્રયાસોને સમાવીને અહીં આગળ વધેલી દેખાય છે. ડૉ. જાનીએ જે–જે ગ્રંથોની મદદ લીધી તે સૌની યાદી આપીને તેમણે વધુ જાણકારી મેળવવાની ઇચ્છા રાખનારને ઉપકૃત કર્યા છે.

ડૉ. જાની એ, જે વિધવિધ સ્વરૂપોમાં આપણી તત્ત્વદર્શન મૂલક વિષયસામગ્રી સંગ્રહાઈ છે તેમાંથી આવશ્યકતા મુજબ

સામગ્રી તારવી છે. મૂળમાં જ વાચના ખોટી હોય તો તેના અવતરણમાં ભૂલ રહેવાની જ. એ માટે ડૉ. જાનીને દોષમાત્ર ગણી શકાશે નહીં.

ડૉ. જાની પોતાના આ ગ્રંથમાં બધી જ પરંપરાઓને સમાવી શક્યા નથી કેમ કે ગુજરાતમાં અનેક સંપ્રદાયો છે અને તેમનું ધાર્મિક-ચિંતનાત્મક સાહિત્ય સુલભ પણ નથી. આપણી જ્ઞાનમાર્ગી કવિતાનાં ઈતિહાસાલેખન અને મૂલવણીના અગાઉના પ્રયાસોને પણ એમણે મૂલવવા પ્રયાસ કર્યો છે, એ પ્રયાસમાં અત્યંત મર્યાદિત છતાં નિર્ભીકપણે એમણે પોતાનાં મંતવ્યો રજૂ કર્યાં છે, એ સારી વાત છે.

ગુજરાતી સાહિત્યના ઇતિહાસ ગ્રંથોમાં પરંપરા પ્રાપ્ત સમગ્ર જ્ઞાનમાર્ગી કવિતાનો સોદાહરણ પરિચય અને મૂલ્યાંકન એક સાથે મળવાની મુશ્કેલી હોવાથી ડૉ. જાનીનો પ્રસ્તુત સ્વાધ્યાય ગ્રંથ એ એ દિશામાં વરતાતી ખોટ પૂરી પાડવાનો ઊંડી સૂઝ અને ઉત્સાહભર્યો પ્રયાસ હોઈ સર્વથા આવકારપાત્ર છે.

મધ્યકાલીન ગુજરાતી જ્ઞાનમાર્ગી કવિતાના એક નમ્ર અભ્યાસી તરીકે ડૉ. બલવંત જાનીના આ પુસ્તકને હું આવકારું છું. પુસ્તકની ઉપયોગિતા તો સ્વયં સ્પષ્ટ જ છે. અસ્તુ.

મુંબઈ,
તા. ૧-૮-'૯૦

ભૂપેન્દ્ર બાલકૃષ્ણ ત્રિવેદી

There is a rich tradition of 'Jnān-margi-Nirgun' – philosophical poetry in the Medieval Gujarati Devotional Literature. This class of poetry has been treated and studied earlier by several scholars. but so far this has been done in parts or in a broad outline only. But here it has been examined systematically in all its aspects including the historical perspective. In the beginning, the concept of Jnān-margi Medieval Gujarati poetry has made clear. The view-points of the critics who have studied in Gujarati in this regard have been critically examined. An attempt is made to deal with the aesthetic aspect also, over and above the philosophical one. An exhaustive bibliography is given here for the reference of the readers. In the later part of this book, following the general study, Texts of one hundred and one poems selected faom different Jnan-margi poets have been given. It is but natural to presume that this volume is likely to offer invaluable help not only to the scholars of Gujarati Literature but also to the scholars of the Indian Devotional Poetry.

□

# મધ્યકાલીન ગુજરાતી જ્ઞાનમાર્ગી કવિતા

'બંગાળના બાઉલો સાધકોના ત્રણ પ્રકારની વાત કરે છે. કરમિયા, ધરમિયા ને મરમિયા. જે કર્મકાંડ આચાર વગેરેને પ્રાધાન્ય આપે તે કરમિયા, જે ધર્મના સંપ્રદાયને અનુસરે તે ધરમિયા, પણ અપરોક્ષાનુભૂતિથી મર્મને પામનાર તે મરમિયા.'[1]

મધ્યકાલીન ગુજરાતી જ્ઞાનમાર્ગી કાવ્યધારાનો સ્વાધ્યાય કરતાં એમાં આ 'ધરમિયા' અને 'મરમિયા' કવિઓની વાણી વિપુલ માત્રામાં પ્રાપ્ત થાય છે. ધરમિયામાં સાંપ્રદાયિક કમીટમેન્ટ હોય, પણ મરમિયા તો પૂરા અનુભવવાદી. ભારતીય તત્ત્વદર્શન અને જ્ઞાનસાધના વિષયે એમને પોતાને સમજાયેલું જ્ઞાન એમની પોતીકી રીતે તેઓ રજૂ કરે છે. એ કારણે આ મરમિયા–મર્મી–અનુભવાર્થી કવિઓનો વિશેષ મહિમા છે. એક રીતે ધરમિયા એ જ્ઞાનમાર્ગી કવિનું પ્રથમ સોપાન છે. પછી આગળ જતાં આ સાંપ્રદાયિકતા, વાદ ને મતાગ્રહ બધું લય પામે છે, અને પછી મરમિયા કક્ષાએ પહોંચે છે. એટલે કે સંપ્રદાયના વર્તુળમાંથી બહાર નીકળી જઈને પોતાની આત્મસૂઝ પ્રમાણે અનુભવવાણી ઉચ્ચારે છે–ગાય છે. પછી આ ભૂમિકામાં પણ એની આત્મખોજ તો ચાલુ જ હોય છે. એટલે એણે પોતે દોરેલું વર્તુળ પણ સાંકડું લાગે તો નવું વર્તુળ દોરીને એની રીતે જ્ઞાનનો મહિમા ગાય છે. જ્ઞાનમાર્ગી કાવ્યધારા આમ સમૃદ્ધ થતી રહે છે. તત્ત્વદર્શન જે રીતે પ્રસ્તુત થાય છે એમાં વૈચારિક સ્પષ્ટતા અને સ્વાનુભવ હોવાને કારણે એ વાણી પ્રતીતિકર લાગે છે.

આ જ્ઞાનમાર્ગી કાવ્યધારાના કવિઓને જે વિચાર આવ્યો હોય–સમજાયું હોય–એ જ વિચાર–ચિંતન પૂરા નિર્ભીક બનીને તેઓ

જિતામુનિ નારાયણ, ગૌરીબાઈ, કલ્યાણદાસજી અને કેવળપૂરી વગેરેનો સમાવેશ કરી શકાય.

### વસ્તો, વિશ્વંભર અને જીવણદાસ

ગીતા અને મહિના-બારમાસીના સ્વરૂપમાં જ્ઞાનને પ્રસ્તુત કરવાની પરંપરામાં વસ્તો બે ગીતા ઉમેરે છે. એક 'વસ્તુગીતા' અને બીજી 'અમરાપૂરી ગીતા', આ ઉપરાંત 'મહિના' નામની બારમાસી કૃતિ પણ છે. ગુરુ અને શિષ્યના સંવાદરૂપની કૃતિ 'વસ્તુવિલાસ' અને ૨૮ જેટલાં અખા જેવા અંગો ઉપરાન્ત જ્ઞાનમાર્ગી પદો, આમ બધીજ રચનાઓ માત્ર વિષયસામગ્રી નહીં પરન્તુ સ્વરૂપની દૃષ્ટિએ પણ અખા–નરહરિ પરંપરા સાથે અનુસંધાન ધરાવે છે.

આઠ અધ્યાયની વસ્તુગીતામાં ૫૩૦ સાખીઓ છે અહીં અધ્યાયને પણ નામ અપાયેલા છે પાંચમા અધ્યાયનું નામ જ્ઞાન–પ્રલય યોગ છે. પ્રથમ અધ્યાયમાં જીવ અને શિવનો ભેદ સમજાવે છે જીવ કઈ રીતે સંસારમાં બદ્ધ છે અને શિવ કઈ રીતે મુક્ત છે એ ઉદાહરણોથી સમજાવે છે. બીજા અધ્યાયમાં માયાનું [કાર્ય વર્ણવે છે પછીના છ અધ્યાયમાં અનુક્રમે પંચીકરણ પ્રક્રિયા, જીવ–બ્રહ્મની એકતા સાધવાના ઉપાયો અને પછી આત્માનંદનો અનુભવ વર્ણવે છે.

કવિજન કો કલ્પ્યો નથી
એ આપેઆપ અવિનાશ
વસ્તા વિશ્વંભર બોલી આ
પૂરણ પદ પ્રકાશ.......

સાત ગોલાંટ (અધ્યાય)ની 'અમરાપુરી ગીતા'માં ૭૨૫ સાખીઓ છે, અહીં કેવલાદ્વૈતનો સિદ્ધાન્ત સમજાવાયો છે, અહમનું સ્વરૂપ અને એના ગેરલાભો; બ્રહ્મજ્ઞાનની સ્થિતિનું દર્શન; માયાનું સ્વરૂપ જેવા વિષયો લક્ષ (શિષ્ય) અલક્ષ (ગુરુ)ના સંવાદરૂપે પ્રાપ્ત કરાયેલ છે.

'પુસ્તક નહીં પણ પંડનો અનુભવ આ પરંપરાના કવિઓની મોટી મૂડી છે. એથી એમની સાધના શાસ્ત્રસંમત નહીં પણ અનુભવસંમત સાધના તરીકે ઓળખાવવી ઘટે.[૨]"

જ્ઞાનમાર્ગી કવિતાના આધાર રૂપે કેટલાંક ગ્રંથો, પંથો અને સંતો છે તથા એ વાણીમાં અનુભવસિદ્ધ અર્થઘટન હોય છે એ બરાબર, પરંતુ બીજો મહત્વનો પ્રશ્ન એ છે કે પ્રેમલક્ષણાભક્તિ અને ઈશ્વરપૂજા જેવી પરંપરામાં આ જ્ઞાનમાર્ગી–તત્વદર્શી–વાણીનો મહિમા કઈ રીતે થયો ?

## ઐક્યપોષક પરિબળ :

સાહિત્ય આખરે એનાં જમાનાની માંગની નીપજ રૂપે સર્જાતું હોય છે. આપણે ત્યાં મુસ્લિમોના આક્રમણ પછી ઈસ્લામ ધર્મસાધના પદ્ધતિ અને મુસ્લિમોનો ઉત્કર્ષ જોઈને કેટલાકની આસ્થા ધર્મશ્રદ્ધા ઓછી થવા લાગી. એમની સામેનો સંઘર્ષ લાંબો ન ચાલ્યો. મનમેળ થયો-સમન્વય થયો. એમની સમાનતાની અને એકેશ્વરવાદની વિચારધારા તત્કાલીન સમયની પરિસ્થિતિમાં ભારે પ્રભાવક નીવડી. વર્ણાશ્રમ વ્યવસ્થાનો જે રીતે જડપણે અમલ થતો, પાખંડીઓ અને બાહ્યચારોથી જકડાયેલા કર્મકાંડીઓથી પ્રજા ત્રસ્ત થઈ ગયેલી, આ પરિસ્થિતિમાં જ્ઞાનોપાસના અને સમાનતાનો મહિમા મધ્યકાલીન ગુજરાતી જ્ઞાનમાર્ગી કવિઓએ ગાયો. આ કારણે જે કેટલાક સંપ્રદાયો (કે વ્યક્તિજૂથો) ઇસ્લામ તરફ આકર્ષાતા થયા હતા તે આ જ્ઞાનમાર્ગી ધારા તરફ વળ્યા અને એ ધારાને વધુ સમૃદ્ધ બનાવી. આમ જ્ઞાનમાર્ગી કાવ્યધારાનું ભારતની એકતા અને અખંડિતતાને ટકાવી રાખનાર પરિબળ તરીકે પણ મહત્વ છે.

સરળ રસળતી બાનીમાં તત્ત્વજ્ઞાન અને યોગરહસ્યોને અભિવ્યક્તિ અર્પતા આ ધારાના કવિઓએ પ્રજાને સમાન રૂપે જોઈ,

કારણ કે જીવ અને શિવ અભિન્ન છે એમ તેઓ માનતા. માનવમાત્રને પરિબ્રહ્મના અંશ રૂપે નિહાળતા અને એની સેવા કરતા તથા એના પરત્વે પૂરો આદર પ્રગટ કરતાં–કરતાં માનવનો મહિમા ગાતા આ કવિઓ પ્રજામાં પણ આ કારણે જ વિશેષ સ્વીકાર્ય બન્યા.

બૃહદ્ ગુજરાતમાં–વિશેષ રૂપે સૌરાષ્ટ્રમાં તો જ્ઞાનમાર્ગી સંતોએ પોતાની જગ્યાઓ–આશ્રમોમાં ભોજન અને ભજન નિમિત્તે જાતિ–જ્ઞાતિભેદ તોડીને વિપુલ જનસમુદાયને આવકાર્યો. પરિણામે ભારતીય–હિન્દુ–વિચારધારા ટકી રહી. ધર્મ–પરિવર્તન અટકયું અને પરધર્મીઓનું જોર ઓછું થયું. માનવસમુદાયની આસ્થા પણ પછી તો આ જ્ઞાનમાર્ગી–માનવમાત્રના ચાહક એવા સંતોમાં દૃઢપણે બંધાઈ અને એમની વાણીનો વેદવાકયથી પણ મોટો મહિમા થવા લાગ્યો. આ રીતે જ્ઞાનમાર્ગી કાવ્યધારાના ઉદ્ભવ પાછળ સાંસ્કૃતિક, સમાજલક્ષી અને રાજકીય પરિબળોએ પણ ભાગ ભજવ્યો છે.

આમ માનવમાત્રનો મહિમા, પિંડમાં બ્રહ્માંડ, જીવાત્મા પરમાત્માથી અભિન્ન નથી એવા ખ્યાલોથી નીચલા થરના ગણાતા ભક્તોને પણ સ્વીકૃતિ મળી. ધીરે ધીરે આ જ્ઞાનમાર્ગી કવિઓની વાણીએ માનવને અંધશ્રદ્ધાને બદલે આત્મજ્ઞાન તરફ વાળ્યો એ વિષયક અનેક દંતકથાઓ પણ મળી આવે છે. લીંબડીના મીઠા ઢાઢી નામના સંતકવિ પાસેથી દ્વારકા જવા નીકળેલા રવિસાહેબ પસાર થયા. મીઠા ઢાઢી સાથે સત્સંગ કર્યો–વિશ્રામ કર્યો, દરમ્યાન રવિસાહેબ જેવા જ્ઞાની કવિ દ્વારકા જાય છે,–દર્શન–યાત્રા નિમિત્તે–એ મીઠા ઢાઢીએ જાણ્યું. કશું કહ્યું નહીં પણ એક ભજન 'બંસરી વાગી રહી રે આ વનમાં......' સંભળાવ્યું અને કહેવાય છે કે રવિસાહેબે દ્વારકા જવાનું માંડી વાળેલું ને પોતાના દેહમાં રહેલા પરમતત્ત્વની ઉપાસના તરફ વળેલા.

**આંતર અનુભૂતિના સહજ ઉદ્ગાર :**

આમ જ્ઞાનમાર્ગી કાવ્યધારાની પીઠિકા, એના ઉદ્ભવ પાછળની

પરિસ્થિતિ અને એની વાણીના પ્રભાવનો પરિચય મેળવ્યો. હવે આ ધારાની બે-એક બીજી વિશિષ્ટતા તરફ અંગુલીનિર્દેશ કરીને ત્યારબાદ મધ્યકાલીન ગુજરાતી કાવ્યધારાને-જ્ઞાનમાર્ગી કવિઓની વાણીને ઐતિહાસિક ક્રમે અને વૈયક્તિક અર્પણની દૃષ્ટિએ તપાસીએ.

અહીં ક્યાંક વિષયસામગ્રી, અભિવ્યક્તિ કે શિષ્યપરંપરાને કેન્દ્રમાં રાખીને પણ સ્વાધ્યાય પ્રસ્તુત કરેલ છે. તત્ત્વદર્શન વિષયક અનુભવમૂલક આત્મજ્ઞાન-સ્વાનુભવ, થયેલ અનુભૂતિની અભિવ્યક્તિ-અપરોક્ષાનુભૂતિનુ ગાન અર્થાત્ રહસ્યવાદી અનુભવોનું કથન કે સામાન્ય ઉપદેશાત્મક-બોધાત્મક રૂપનું તત્ત્વજ્ઞાની ઉપદેશકથન આ જ્ઞાનમાર્ગી કાવ્યધારાનો કવનવિષય છે, ક્યાંક રૂપકાત્મક રૂપે અને અવળવાણીમાં પણ જ્ઞાનની મીમાંસા થઇ છે. કેટલીક રચનાઓ માત્ર સાંપ્રદાયિક પરિભાષામાં જ રચાઈ હોઈ એ અન્ય માટે દુર્ગમ થઈ પડે. કેટલીક દુર્બોધ રચનાઓ પણ છે એટલે જ કદાચ આનંદશંકર ધ્રુવે આ ધારાની કવિતાનું 'રસવિશ્વ સાંકડુ'' છે એવો પ્રતિભાવ આપ્યો હશે. પરંતુ આ સાંકડું રસવિશ્વ કેટલું સમૃદ્ધ છે, એમાં કંઈ કેટલીય શક્યતાઓ નિહિત છે એનો વિસ્તાર ઘણો મોટો છે એ ખ્યાલ આ ધારાની કવિતા અવલોકતાં અવશ્ય આવે છે.

## જુજવી અભિવ્યક્તિ

આ તત્ત્વદર્શનમૂલક વિષયસામગ્રીને વિવિધ સાહિત્યસ્વરૂપોમાં અભિવ્યક્તિ સાંપડી છે. એમાં પદો, ભજનો, છપ્પા, રવેણી, કાફી, ચાબખા, પ્રભાતિયાં તો ઠીક પણ ગીતા, કક્કા, બારાખડી, માસ, વાર, બાવની અને સાખી તથા અંગ જેવા નવાં સ્વરૂપો પણ વિકસ્યાં છે. જ્ઞાનને અભિવ્યક્તિ અર્પતા આ સાહિત્યસ્વરૂપોની એમાં થયેલા પ્રદાનને અનુષંગે પૂરી સૈદ્ધાન્તિક પીઠિકા હજુ આપણે ત્યાં રચાઈ નથી. સાહિત્યસ્વરૂપોની નિશ્ચિત-પરંપરિતરૂપની સીમારેખાને ભૂંસીને એ સ્વરૂપમાં નવી શક્યતા ઉમેરનારા આ ધારાના કવિઓએ

મધ્યકાલીન સાહિત્ય સ્વરૂપોને નવો ઘાટ આપ્યો છે. ઉદાહરણ તરીકે જોઈએ તો બારમાસી કાવ્યસ્વરૂપ આપણે ત્યાં પ્રેમ–વિરહ–શૃંગારની અનુભૂતિને આલેખતા સ્વરૂપ તરીકે પ્રચલિત હતું પરંતુ એમાં જ્ઞાનમાસની નવી પરંપરા ઉમેરાઈ અને બારમાસી સાહિત્યસ્વરૂપની શક્યતાની સીમા વિસ્તરી.

*

આમ વિષયસામગ્રી અને સાહિત્યસ્વરૂપની દૃષ્ટિએ પણ આ ધારાની કવિતાનું મૂલ્ય છે. હવે આ ધારાના કવિઓના પ્રદાનનો સંક્ષેપમાં પરિચય મેળવીએ.

## ૧. રૂપકશ્રેણીથી સબળ પ્રારંભ

મધ્યકાલીન ગુજરાતી જ્ઞાનમાર્ગી કાવ્યધારાનો આરંભ રૂપક આયોજનથી થયો છે. જયશેખરસૂરિએ પોતાની જ સંસ્કૃત રચના 'પ્રબોધ ચિંતામણી' (ર. ઈ. ૧૪૦૬) પર આધારિત 'ત્રિભુવન દીપક પ્રબંધ' નામની રચનાનું સર્જન કર્યું છે. ૪૩૨ કડીની આ રચનામાં પરમહંસ નામના રાજા કે જેઓ આખા વિશ્વના અધિપતિ છે, એને અર્હંત તરીકે કે પરબ્રહ્મ તરીકે પણ ઓળખાવાય છે. એ રાજાને કેન્દ્રમાં રાખીને માયાના સમાગમથી કેવાં દુષ્પરિણામો આવે છે એની વાત કહી છે.

રાજા પરમહંસને ચેતના નામની રાણી હોવા છતાં માયા નામની યુવતીમાં લુબ્ધ બનીને તેની સાથે લગ્નગ્રંથિથી જોડાય છે. માયા રાજાને કેદ કરે છે એટલે મન નામનો અમાત્ય રાજગાદી ભોગવે છે. એને પ્રવૃત્તિ અને નિવૃત્તિ નામે બે સ્ત્રીઓ છે. પ્રવૃત્તિની કાનભંભેરણીથી રાણી નિવૃત્તિ અને એનો પુત્ર વિવેક દેશનિકાલ થાય છે. તેઓ પ્રવચનપુરી નામના નગરમાં રહેવા જાય છે. ત્યાંના રાજાની સુમતિ નામની પુત્રી સાથે તેમનાં લગ્ન થાય છે અને રાજ્યવહીવટમાં જોડાય છે. આ બાજુ મન અને પ્રવૃત્તિના પુત્ર મોહે

અવિદ્યા નામની નગરી વસાવીને દુર્મતિ સાથે લગ્ન કર્યાં છે જેને કામ, રાગ અને દ્વેષ એમ ત્રણ પુત્રો થાય છે.

કાવ્યાન્તે વિવેક મોહ સાથે યુદ્ધ કરીને વિજય પ્રાપ્ત કરે છે. અજ્ઞાત વાસમાંથી ચેતના રાણી આવે છે અને પરમહંસ રાજા માયાના બંધનમાંથી મુક્ત થાય છે.

'એક વિવેક ન વીસરી તોઈ, મનની સંતતિ ભલી નવ હોઈ,
તઉ વિવેક તિણિ કીધઉ જૂઉ, આપણુ થઈ પ્રભુ ત્રિભુવન હૂઈ;
નિગિ ફાગુણિ આંબઉ ગડગહઈ, નિગિ ગ્રીષમી નઈ પૂરઈ વહઈ,
બહુલ પક્ષ પૂંઠઈ શશિવૃદ્ધિ, આગ અનંતર સાગર સિદ્ધિ.'

મનની સંતતિ હોવાને કારણે વિવેકને જુદો કરીને પોતે ત્રિભુવનનો પતિ થયેલો છતાં ફાગણ જતાં આંબો ફાલે છે, ગ્રીષ્મ ઋતુ જતાં નદીમાં પૂર આવે છે, કૃષ્ણપક્ષ પછી ચન્દ્રની વૃદ્ધિ થાય છે, સાગરમા ઓટ પછી ભરતી આવે છે એમ અંતે પુણ્યયોગને કારણે પુનઃ પરમહંસ રાજાએ રાજ્ય પાછું પ્રાપ્ત કર્યું. આમ કાવ્યાતે સંચિત પુણ્યકર્મથી જરૂર સારું ફળ મળે છે એમ કહીને પોતાની શ્રદ્ધાને અભિવ્યક્ત કરી છે. રૂપકનામોનું આયોજન પણ કવિની સૂઝનો પરિચય કરાવે છે. મોહથી શું થાય ? માયાથી શું થાય ? વિવેક શું કરી શકે ? વગેરે પ્રશ્નોના જવાબ આપતી આ કૃતિમાં દુરિત તત્ત્વના કુફળની કથા રૂપકાશ્રયે કલાત્મક રીતે કવિ કહી શક્યા છે.

## રૂપકાત્મક પદાવલિની પરંપરા

'ત્રિભુવન દીપક પ્રબંધ' પછી રૂપકાત્મક પદાવલિમાં જ્ઞાનમાર્ગી કવિતાના સર્જનની એક સુવિશાળ પરંપરા સર્જાતી આવી છે. એમાં મહત્ત્વનું પ્રદાન કરી ગયેલા સર્જકોમાં મીરાં, દાસી જીવણ, ભીમ, પ્રેમાનંદ, દયારામ વગેરેને દર્શાવી શકાય. 'જૂનું તો થયું રે દેવળ,

મારો હંસલો નવો ને દેવલ જૂનું તો થયું.

કે–'મારી વાડીના ભમરલા વાડી વેડીશમાં..'

જેવી મીરાં અને દાસી જીવણની રચનાઓ, પ્રેમાનંદનો 'વિવેક વણઝારો' અને અન્ય તમામ સંતકવિઓ દ્વારા તન અને મન વિષયક રૂપકો નિરૂપવાની પરંપરા ચાલી આવી છે. 'કાયાનગર', 'બંગલો', 'ચરખો', 'રેંટિયો', 'તંબુરો' ઉપરાંત 'મનજી મુસાફર' 'મનસુબાજી', 'ઢણકતું ઢોર' કે 'મન ભવેયા' જેવાં મનવિષયક રૂપકો મળે છે. મધ્યકાલીન ગુજરાતી જ્ઞાનમાર્ગી કવિતામાં જ્ઞાનવિષયક વિગતોને રૂપકના માધ્યમથી રજૂ કરવાની સુદીર્ઘ પરંપરા સમૃદ્ધ રીતે વિકસતી આવી છે.

## નરસિંહ : જ્ઞાનમાર્ગી કવિતાનાં ત્રિવિધ વલણો

નરસિંહમાં પ્રેમલક્ષણા ભક્તિ અને તત્ત્વદર્શનજ્ઞાન એમ બંને તત્ત્વો છે.

એની જ્ઞાનમાર્ગી કવિતામાંથી કેવાં કેવાં વલણો પ્રગટ થાય છે એનો નિર્દેશ કરીને અહીં નરસિંહની જ્ઞાનભૂમિકાનો આછો પરિચય મેળવવાનો ઉપક્રમ છે. જ્ઞાન–બોધ–ઉપદેશ, તત્ત્વચિંતન અને રહસ્યવાદી અનુભૂતિનું નિરૂપણ એમ ત્રિવિધ વલણો એક સાથે નરસિંહની કવિતામાં દૃષ્ટિગોચર થાય છે.

'સમરને શ્રીહરિ, મેલ મમતા પરી જોને વિચારીને મૂળ તારું
તું અલ્યા કોણ કે કોને વળગી રહ્યો ? વગર સમજે કહે મારું મારું.'

× × ×

'ધ્યાન ધર હરિ તણું, અલ્પમતિ આળસુ, જે થકી જનમના દુઃખ જાયે'

× × ×

'જયાં લગી આતમા તત્ત્વ ચીન્યો નહીં. ત્યાં લગી સાધના સર્વ જૂઠી.'.

× × ×

'વેદ તો એમ વદે, શ્રુતિ-સ્મૃતિ સાખ દે,
કનકકુંડળ વિશે ભેદ ન્હોયે'
ઘાટ ઘડિયા પછી નામરૂપ જૂજવાં,
અંતે તો હેમનું હેમ હોયે.'

× × ×

'બત્તી વિણ, તેલ વિણ, સૂત્ર વિણ જે વળી,
અચળ ઝળકે સદા અનળ દીવો,
નેત્ર વિણ નીરખવો, રૂપ વિણ પરખવો,
વણ જિહ્વાએ રસ સરસ પીવો.
અકળ અવિનાશી એ નવ જ જાયે કળ્યો,
અરધ ઉરધથી માંહ્ય મ્હાલે...'

ઈશ્વરનો મહિમા ગાઈને લોકોને હરિસ્મરણ કરવા તરફ વાળતો નરસિંહ ઈશ્વરનામસ્મરણનો હિમાયતી લાગે છે. એનો બોધ-ઉપદેશ તર્કપૂર્ણ છે. ઉદાહરણથી બધું સમજાવે છે. આત્મતત્ત્વની ઓળખ, આત્માની મહત્તા જાણ્યા વગરની સાધના અધૂરી છે એમ ગાઈને પોતાની રીતે નરસિંહ રહસ્યાનુભૂતિનું નિરૂપણ કરે છે. ગુજરાતી જ્ઞાનમાર્ગી કાવ્યધારાને એક વિશિષ્ટ આગવું સ્વરૂપ અને નવું પરિમાણ નરસિંહ દ્વારા પ્રાપ્ત થયું છે એમ કહી શકાય.

## ૨. માંડણ અને ભીમ

સોળમી સદીના જ્ઞાનમાર્ગી કાવ્યધારાના ઉલ્લેખનીય કવિઓમાં માંડણ બંધારો અને ભીમ આવે. માંડણ કૃત 'પ્રબોધબત્રીશી'ને જ્ઞાનમાર્ગી પરંપરાના બળવત્તર ગ્રંથ તરીકે ઓળખાવી શકાય. અહીં ઈશ્વરનામ સ્મરણનો મહિમા અને બોધ-ઉપદેશ કેન્દ્રસ્થાને છે. વીસ કડીની એક એવી બત્રીસ વીશીઓની આ કૃતિમાં હૃદયવીશી, માયાવીશી, સંતોષવીશી, સજ્જનવીશી, ભક્તિવીશી જેવાં શીર્ષકો અપાયાં છે.

'અડ તીરથ કહીંના કહીં તણાં
ઘણા ઘરના ધમ પરુઠણા...' કહીને માંડણ સેવાપૂજા કે

તીર્થાટનનો વિરોધ કરે છે અને જનસમુદાયને નીતિમાન બનવા તરફ પ્રેરે છે. અખાના સમર્થ પુરોગામી તરીકેનો યશ માંડણને આપી શકાય. એની વિષયસામગ્રી અને અભિવ્યક્તિ, ભાવ અને ભાષાના સંદર્ભમાં ગુજરાતી જ્ઞાનમાર્ગી કાવ્યધારાને વધુ ને વધુ પુષ્ટ બનાવે છે.

ભીમે મૂળ કૃષ્ણમિશ્ર કૃત સંસ્કૃત નાટક 'પ્રબોધચન્દ્રોદય'ને આધારે ચોપાઈબદ્ધ ભાવાનુવાદરૂપે 'પ્રબોધપ્રકાશ'ની રચના કરી છે. અહીં પણ વિવેક નામના રાજાએ કરેલ મોહરાજા સામેના યુદ્ધની કથા છે.

'નિર્વિશેષ ચૈતન્ય અવિકાર, ઉલ્હ શિઉ તે કૃષ્ણાકાર
નરવત રૂપ ધરિયું શ્રીરંગ, અંતરયામિ એહ અલિંગ'

સંસ્કૃત નાટકને પદ્યમાં–ચોપાઈબંધમાં ઢાળતી વેળા ભીમે કથનકળાનું પોતીકું સ્વરૂપ પણ ઉપસાવ્યું છે. આખું રૂપક ભજવાતું હોય એમ એ કહે છે. 'ત્રિભુવન દીપક પ્રબન્ધ'ની માફક જ્ઞાનની અભિવ્યક્તિને આગવી રીતે પ્રસ્તુત કરવાની ભીમની કુશળતા આ કાવ્યમાં સિદ્ધ થઈ છે.

**જનમ જોગણ મીરાં**

સોળમી સદીની જ્ઞાનમાર્ગી કાવ્યધારામાં એવું જ મહત્ત્વનું પ્રદાન મીરાંનું છે. મીરાંએ ગાયું છે કે–

'ખૂણે બેસીને મેં તો ઝીણું રે કાંત્યું
એમાં રાખ્યું નથી કાંઈ કાચું રે
હવે હું તો બડભાગી...'

× × ×

ભાઈ ! મારો સાથીડો રિસાણો એને કોણ મનાવા જાય ?
પિંજરમાંથી પોપટ ઉડયો પિંજર ઝોલાં ખાય
પાંચ તત્ત્વનું બન્યું પૂતળું તે કેમ છોડયું જાય ?...ભાઈ.

કાચી માટીનો ઘાટ ઘડ્યો પલમાં ફૂટી જાય...
આ કાયાની પ્રીતડી એવી પલમાં તૂટી જાય...ભાઈ.'

× × ×

'હમ બીચ તુમ બીચ અંતર નાંહી
જૈસે સૂરજ ઘામ....'

× × ×

'રામ રમકડું જડિયું રાણાજી મને રામ રમકડું..'

× × ×

'હાં રે હરિ વસે હરિના જનમાં રે,
હાં રે તમે શું કરશો જઈ વનમાં..'

પોતાની આત્મસાધનાનું સ્વરૂપ સમજાવતાં મીરાં એનાં પદોમાં કહે છે કે એણે ખૂબ ઝીણું કાંત્યું છે. મીરાંની કેટલીક જ્ઞાનમાર્ગી રચનાઓમાંથી રહસ્યવાદી અનુભૂતિ પણ પ્રગટે છે. મધ્યકાલીન સંતસાધનાની પારિભાષિક શબ્દાવલી દ્વારા 'અનુભવી હોય તે જાણે...' અને 'ઘાયલ કી ગત ઘાયલ જાણે..' એમ કહીને મીરાં પોતાની માધુર્યભક્તિની સાથોસાથ જ્ઞાનોપાસના પણ કરે છે...

આ જ ગાળામાં માયામાંથી મુક્ત થઈને હરિસ્મરણમાં તન્મય થવાનું સૂચવતા વેદાન્તી અને પરમતત્ત્વના ઉપાસક કવિ ધનરાજે પણ પોતાની મતિ-શક્તિ મુજબ જ્ઞાનવાણીને વહેતી રાખી છે.

આમ સોળમી સદીના અંતભાગ સુધીની જ્ઞાનમાર્ગી કવિતામાંથી હરિનામ-સ્મરણનો મહિમા અને બાહ્યાચારોની અવગણનાની સાથોસાથ રહસ્યવાદી અનુભૂતિઓ પ્રગટ થતી રહી છે. રૂપકાત્મક પદાવલિ અને પ્રસંગો કે દૃષ્ટાંતો દ્વારા સ્વાનુભવને આ કવિઓએ અભિવ્યક્તિ અર્પી છે.

## ૩. સત્તરમી સદીનો જ્ઞાનમાર્ગી પ્રવાહ

સત્તરમી સદીના મહત્ત્વના જ્ઞાનમાર્ગી કવિઓમાં નરહરિ, ગોપાલદાસ, ભાણદાસ, પ્રાણનાથ સ્વામી, અખો, બૂટો અને અનુભવાનંદને ગણાવી શકાય.

### નરહરિ, ગોપાલદાસ અને ભાણદાસ

નરહરિ પૂરેપૂરો જ્ઞાનવાદી કવિ જણાય છે. 'હરિલીલામૃત' 'જ્ઞાનગીતા', 'જ્ઞાન કક્કો', 'ગોપી-ઊધ્ધવ સંવાદ' અને 'ઉમામહેશ્વર સંવાદ' નામની એમની કૃતિઓ મધ્યકાલીન ગુજરાતી જ્ઞાનમાર્ગી ધારાની મહત્ત્વની રચનાઓ છે. 'હરિલીલામૃત'માં ઈશ્વરના ભિન્ન-ભિન્ન અવતારોની વાત કરીને અંતે આ તમામ અવતારોની પાછળનું ચૈતન્યતત્ત્વ તો એક પરબ્રહ્મ જ છે એવું કહી જાય છે. 'જ્ઞાનકક્કો'માં આત્મતત્ત્વની મીમાંસા આપી છે. 'જ્ઞાનગીતા' પણ અત્યંત મહત્ત્વની રચના છે. ૧૭ કડવામાં અદ્વૈતમાર્ગના સિદ્ધાંતો, વેદાન્તના મતો, આત્મતત્ત્વનું સ્વરૂપ તથા બ્રહ્મ અને માયાનું સ્વરૂપ કવિએ નિરૂપેલ છે. જીવ જગત (સૃષ્ટિ) અને ઈશ્વર એ ત્રણેય પરબ્રહ્મનાં ભિન્ન ભિન્ન રૂપો છે એમ કહેતો નરહરિ ગાય છે કે –

'યમ માણમાંહી સૂત્ર ને,
સૂત્રમાંહી મણિ ઓતપ્રોત તે જાણ;
ઇમ હરિ માંહા વિશ્વ અને વિશ્વમાંહા હરિ,
અનુભવ એહેવું આણ.' (૭ : ૪)

'જ્ઞાનગીતા'માં આમ પોતાને લાધેલું અનુભવજ્ઞાન કલાત્મક રીતે પૂરા અનુભવવાદી બનીને નરહરિએ રજૂ કર્યું છે. ઉદ્ધવ દ્વારા ગોપીઓને જે જ્ઞાનનો ઉપદેશ અપાયો હતો તે ઉપદેશ, તથા શિવ દ્વારા પાર્વતી સમક્ષ રજૂ થયેલ તત્ત્વજ્ઞાન કે જેમાં યોગમાર્ગના સિદ્ધાંતો–રહસ્યો, બ્રહ્મજ્ઞાન અને વેદાંત સંવાદાત્મક રીતે નરહરિ પોતાની કૃતિઓમાં આલેખે છે. ૫૦૧ શ્લોકમાં રચાયેલ 'ઉમા–મહેશ્વર સંવાદ' ઉચ્ચ કોટિનું બ્રહ્મજ્ઞાન પીરસતી રચના છે.

મહાપંથ અને નાથપંથના આદિ પ્રવર્તક તથા ભક્તિ-યોગના પ્રણેતા શિવજી ગણાય છે. એ પંથની ભજનવાણીમાં પણ ઉમિયાજી અને શિવજીના પ્રશ્નોત્તરમાંથી ભક્તિ-યોગનાં રહસ્યો ઉકલે છે. આ પરંપરા પ્રકારની સંવાદ રચના નરહરિ પાસેથી મળતી હોઈ એનું વિશેષ મહત્ત્વ છે.

ગોપાલદાસ પણ આ સમયગાળાનો બીજો મહત્ત્વનો જ્ઞાની કવિ છે. 'ગોપાલગીતા' એની અત્યંત મહત્ત્વની રચના છે.

૨૨ કડવાની આ કૃતિમાં ગોપાળદાસ ગુરુનો મહિમા ગાતાં

'બ્રહ્મ નિરૂપણ વર્ણવું', અગમ અગોચર ધામ;
ગોપાલ કહે ગુરુ ગમ વિના, નવ લાભે સમ્યક્ ઠામ.'
[૧ : ૨૧]

'જે વેદ પુરાણે નવ લહે, તે કહે છે ગુરુદેવ;
દિવ્ય લોચન ઉઘડે, તદ્રૂપ થાય તતખેવ.
[૨૦ : ૧૦]

મોટાભાગના તમામ કડવાઓમાં ગુરુમહિમાનું ગાન કરતાં ગોપાલદાસ મનમાયાનું સૂક્ષ્મ સ્વરૂપ વર્ણવીને પરબ્રહ્મથી ભિન્ન માયા નામની કોઈ વસ્તુ છે જ નહીં એમ સૂચવે છે. માયાના ભિન્ન ભિન્ન સ્વરૂપોની પાછળ પરબ્રહ્મની સત્તા છે અને જે વ્યક્તિ આ માયાને બ્રહ્મરૂપ જુએ તે જ સાચો અવધુત. જે મનની સંસારાભિમુખ વૃત્તિને પાછી વાળી, ઉન્મન અવસ્થામાં પહોંચી સમગ્ર જગતને બ્રહ્મસ્વરૂપમાં જુએ છે.

'નિરામય નિજ નામ હરિનું', અચળ અમર એક;
અખંડથી અવિનાશ વ્યાપક, આદ્ય અંતે એક. [૧ : ૨]

ખરા અર્થમાં જ્ઞાની-વેદાન્તી-અનુભવી કવિ તરીકે પોતે

પોતાની રચનાઓમાં પ્રાસાયોજન અને વર્ણસગાઈ સાચવે છે એ પણ ધ્યાનપાત્ર લાક્ષણિકતા છે. મધ્યકાલીન ગુજરાતી જ્ઞાનમાર્ગી કાવ્યધારાનું ઉજ્જવળ પ્રકરણ બની રહે એ કોટિનું તેમનું પ્રદાન છે.

ભાણદાસની 'હસ્તામલક' રચનામાં હસ્તામલક નામનો આત્મજ્ઞાની, સંસારથી વિરક્ત બાળક મૌન રહીને જ્ઞાનામૃતનું પાન કરતો રહે છે. આથી એમના માતા–પિતાને ચિંતા થાય છે તેથી શંકરાચાર્ય અને હસ્તામલકના સંવાદના માધ્યમ દ્વારા ભાણદાસે ઉપનિષદનું ગૂઢ, ગહન તત્ત્વજ્ઞાન અત્યંત સરળ રીતે પ્રસ્તુત કર્યું છે.

'ચન્દ્ર સૂર્યમાં ચૈતન્ય મારું તેજ તણો પ્રકાશ
કોટિ બ્રહ્માંડ રહ્યા મુજ રોમે ચરાચર મારો વાસ
એવો હું આત્મા પરિપૂરણ, અકળ ને અવિનાશ
હસ્તામલક હસીને બોલ્યા તેમ કહે છે ભાણદાસ.'

આમ ભાણદાસ સરળ, રસળતી બાનીમાં પોતાના અનુભવમૂલક આત્મજ્ઞાનને પ્રસ્તુત કરે છે.

આ જ સમયગાળામાં પ્રાણનાથ સ્વામી પણ ઈન્દ્રાવતીને નામે પ્રણામી સંપ્રદાયની જ્ઞાનમીમાંસાને પોતાની રચનાઓમાં રજૂ કરે છે. નરહરિ, ગોપાળદાસ અને ભાણદાસના જ સમકાલીન પરંતુ વિપુલ જ્ઞાનમૂલક સર્જનથી મધ્યકાલીન ગુજરાતી જ્ઞાનમાર્ગી કાવ્યધારામાં એક બહુ મોટા ગજાના કવિ તરીકેનું સ્થાન–માન પ્રાપ્ત કરનાર કોઈ કવિ હોય તો તે છે અખો.

## જ્ઞાનમાર્ગી કવિતાકાશનો અરુણ : અખો

ઉમાશંકર જોશીએ 'અખો એક અધ્યયન'માં અખાની જ્ઞાનોપાસનાને મૂલવતાં કહ્યું છે 'અખો શુદ્ધાદ્વૈતના રંગથી પૂરો રંગાયો હતો. પણ કોઈ એક દર્શનમાં બંધાય એવું એનું ચિત્તતંત્ર ન હતું. ત્યાંથી એ ખસી ગયો, પછી કેવલાદ્વૈતનો પરિચય કર્યો. પણ કેવલાદ્વૈતનેય

જ્ઞાનમાર્ગી કવિની ખરી ભૂમિકા અખાએ ભજવી છે. આ કવિઓની આત્મખોજ તો અવિરત ચાલુ જ હોય છે. એટલે એક સમયે દોરેલા વર્તુળમાં પુરાઈ ન રહેતાં આ કવિઓ એ વર્તુળને વળોટીને નવું વર્તુળ દોરી પછી એમાંથી પણ બહાર નીકળી જઈને નવા લાધેલા જ્ઞાનને પૂરી પ્રમાણિકતાથી ગાતા હોય છે. આ કારણે એમનામાં વિચાર, આચાર અને ઉચ્ચારની સંવાદિતાના દર્શન થાય છે.

'પંચીકરણ', 'ગુરુશિષ્યસંવાદ', 'ચિત્તવિચારસંવાદ' 'કૃષ્ણ-ઉદ્ધવસંવાદ' 'કૈવલ્યગીતા', 'અખેગીતા', 'અનુભવબિંદુ' અને 'બારમાસા' તથા 'છપ્પા' જેવી કૃતિઓમાંથી અખાને લાધેલું જ્ઞાન પ્રગટે છે. પોતે જે આત્મસાત કર્યું છે, અને રગેરગમાં જે વ્યાપ્ત છે એ સત્ય–સમજણ–આપણા સુધી પહોંચાડવા અખાએ ઉપર્યુક્ત રચનાઓ દ્વારા પ્રયત્ન કર્યો છે.

'કાગળ મસે ન જાએ લખ્યો' કહેનાર અખાની કૃતિઓમાંથી પ્રાપ્ત થતી એ અપરોક્ષાનુભૂતિ–એ શબ્દાતીત રહસ્યવાદી અનુભૂતિ

વિવિધ ઉપમાઓ અને દૃષ્ટાંતોથી પોતાની આગવી સૂઝ અને સમજણથી પોતે શબ્દબદ્ધ કરતો રહ્યો છે.

'પંચીકરણ'માં અખાએ તત્ત્વદર્શનને વ્યાખ્યાઓ, વર્ગીકરણો દ્વારા સાર રૂપે રજૂ કરેલ છે. ૧૦૨ ચોપાઈની આ સળંગ ચોપાઈ બંધની કૃતિમાંથી પ્રગટતી અખાની જ્ઞાનમીમાંસા વિવિધ ઉદાહરણોને લીધે વિશેષ સ્પષ્ટ થઈ જાય છે. પાંચ તત્ત્વનું નિરૂપણ, શૂન્યમાં ઓંકારનો ધ્વનિ ઊઠતાં ત્રણ ગુણોનો જન્મ અને ત્રણે ભૂવન-ચૌદ લોકમાં ફેલાયેલ બ્રહ્મતત્ત્વની ઓળખાણ લોકવ્યવહારનાં દૃષ્ટાંતો દ્વારા; અખાની પરિણત પ્રજ્ઞાના ફળ રૂપે સાંપડે છે.

'જેમ ઉંબર વૃક્ષ થડથો ફળે, મૂળ ટોચ સુધી ફળ નીકળે
તેમ ચૌદ લોક સુધા સર્વ જંત, એમ વૈરાટ ફળ્યો છે તંન'

'ગુરુશિષ્ય સંવાદ' અને 'ચિત્તવિચાર સંવાદ'માં પણ અખાની જ્ઞાનોપાસના કવિપ્રતિભાના મૌલિક ઉન્મેષો લઈને આવે છે. સંવાદ કે પ્રશ્નોત્તરી દ્વારા જ્ઞાન તત્ત્વચિંતન રજૂ કરવાની પરંપરામાં ઉમેરણ રૂપની આ રચનાઓમાં 'કૃષ્ણ–ઉદ્ધવ સંવાદ'નો પણ સમાવેશ થાય છે. જૈન કવિ યશોવિજયજીની 'સમુદ્રવહાણ સંવાદ' રચના પણ આ સંદર્ભે અહીં જ યાદ કરવા જેવી છે. સમુદ્ર કહે કે હું મોટો, ત્યારે વહાણ પ્રશ્ન કરે કે મોટો કોને કહેવાય ? ડુબાડનાર કે તારનાર ? અને પછી સમુદ્ર પણ સ્વીકારે કે તારનાર મોટો ગણાય. આવી જ્ઞાનની ગૂઢ–મરમી વાણીને સંવાદકાવ્ય સ્વરૂપમાં કલાત્મક અભિવ્યક્તિ સાંપડી છે. એ કારણે એનું વિશેષ મહત્ત્વ છે.

આ ઉપરાંત ગીતાકાવ્યોનીની પરંપરા પણ જ્ઞાનમાર્ગી કવિતાના Form–સ્વરૂપ-સંદર્ભે મહત્ત્વની છે. અખાની 'કૈવલ્યગીતા' અને 'અખેગીતા' આ જાતની પરંપરાને સમૃદ્ધ કરતી રચનાઓ છે.

'કૈવલ્યગીતા' બે પંક્તિની એક એવી ૨૫ કડીની કૃતિ છે.

દેહનું મહત્ત્વ ગાઈને એને પરમતત્વથી અભિન્ન ન માનતો અખો કહે છે :

'આ પિંડ જોતાં બ્રહ્માંડ જોવાણું સ્થાવર જંગમ દેહ રે
સ્વર્ગ મૃત્યુ પાતાળ દશોદિશ, તો આપે સ્વામી એહ રે'

'બારમાસ'માં બ્રહ્મરસપાનનો આનંદ વર્ણવાયો છે એ પછી અત્યંત મહત્ત્વની, જેને ઉમાશંકર જોશી 'અદ્વિતીય ગ્રંથ' કહીને બિરદાવે છે એ કૃતિ છે 'અખેગીતા'.

'અક્ષયગીતા', 'અક્ષેગીતા'. અને 'અખેગીતા'ના નામથી ઓળખાતાયેલી આ રચના ૪૦ કડવાં અને ૧૦ પદોમાં વિભાજિત છે. એમાં માયા, બ્રહ્મ, જીવ, જગત અને જીવન્મુક્તના સ્વરૂપની વાત કહેવામાં આવી છે. વૈરાગ્ય, ભક્તિ અને જ્ઞાનની ઉપાસના દ્વારા બ્રહ્મભાવને પામવાના ઉપાયની વાત કરીને બ્રહ્મભાવને પ્રાપ્ત કર્યો હોય એવા જીવન્મુક્ત પુરુષના લક્ષણો દર્શાવ્યા છે. ગુરુમહિમા પણ આ કવિનું અંગવું લક્ષણ છે. 'હરિ, ગુરુ અને સંત' વચ્ચે અભેદ સ્થાપીને એને શરણે જવાનું સૂચવતો અખો પૂરી સફળતાથી તત્ત્વજ્ઞાનના ઈલાકાને સર કરે છે.

માયાને માંકડા સાથે અને નટી સાથે સરખાવીને એની સત્તા તથા પ્રભુત્વની ઓળખાણ અખો આપે છે 'સમજી ન જાય એવી માયા'ના બંધનમાં બંધાયેલો મનુષ્ય પોતાનો જીવભાવ નાબુદ કરે તો જ બ્રહ્મભાવને પામી શકે. આ બ્રહ્મભાવની પ્રાપ્તિ માટે જોઈએ વિરહવ્યાકુળ સ્થિતિ. જેમ માછલાને પાણીની બહાર કાઢીને કામદુર્ઘા ગાયના દૂધમાં નાંખીએ તોય એની પાણીની ઝંખના મટે નહીં ને તરફડે એવી ભાવદશા જ પરમ તત્ત્વનો સાક્ષાત્કાર કરાવી શકે.

'આતુરતા મન અતિ ઘણી, જયમ મીન વિછર્યું નીરથી,
અજ્ઞાન સીંચાણો લેઈ ઊડયો, તેણે દૂર નાખ્યું તીરથી,

તે તડફડે તલખે ઘણું, ગ્રેહનો સૂર ઉપર તપે,
સંસારરૂપી ભૂમિ તાતી, નીર નીર અહર્નિશ જપે,
કાલ સીંચાણો શિર ભમે, તે તેની દષ્ટે પડે,
નીર વિહોણું વપુ દાઝે, ફાળ ભરે ને ફડ ફડે.
નયણે નીર દેખે નહીં, કળકળે કાળજ બળે,
પેટ, પૂંઠે કે પસૂઆડે, જયમ પડે ત્યમ દાઝે ઝળે
કામધેનુના પય વિશે જો કોઈ મૂકે તેહને,
તો યે આપન્યા નોહે મકરને વારિ વાહાલુ જેહને'

અધ્યાત્મજીવન જીવતી વ્યક્તિઓ બ્રહ્મભાવને પામી ગયેલી હોય છે, અને એ કઈ રીતે ઓળખાય એનું વર્ણન પણ અખાએ સુંદર રીતે કર્યું છે. માયા અને બ્રહ્મ, જીવ અને જગત વિષયક પોતાના સ્વાનુભવનું ગાન તત્ત્વચિંતનના ઉચ્ચ શૃંગ ઉપર ઊભા રહીને અખાએ ગાયું જણાય છે.

'અનુભવબિંદુ'ની ૪૦ કડીઓમાં પણ 'અખેગીતા' જેવા જ વેદાન્તના વિષયો ઉપરાંત સાધનાને નામે જે સમાજમાં આળપંપાળ ચાલે છે તે અખા દ્વારા દર્શાવવામાં આવી છે. બ્રહ્માનુભવનો મહિમા સ્વાનુભવનો આધારે રજૂ કરવાની એની આવડત અહીં દૃષ્ટિગોચર થાય છે.

'છપ્પા' અખાની અત્યંત લોકાદર પામેલી રચનાઓ ગણાય છે. એકાવન જેટલા અંગોમાં સમાવિષ્ટ એની વિચારધારાએ આજીવન છપ્પા સર્જનમાં પ્રવૃત્ત રહ્યો હોય એની સાક્ષી પૂરે છે. જુદી જુદી રચનાઓમાં પોતે જે તત્ત્વચિંતન રજૂ કર્યું છે એને છપ્પાના સ્વરૂપમાં પણ અખો મૂકી આપે છે. એટલે છપ્પા એ અખાનો 'જ્ઞાન વિભાવનો કોશ' છે.

અખો બાહ્યાચાર, કર્મકાંડનો જેટલો વિરોધી છે એટલો તીવ્ર વિરોધી ભક્તિ-ઉપાસનાનો નથી. એને ચીડ છે આડંબર સામે.

બ્રહ્મસ્વરૂપને પામવાને માટે કોઈપણ માર્ગ અખત્યાર કરવામાં આવે એ માટે કોઈ પ્રશ્ન નથી. પરંતુ આ ભક્તિ, જ્ઞાન કે કર્મમાર્ગોમાં જો એ આડંબર, કર્મકાંડ જેવા બાહ્યાચારનો અતિરેક જુએ તો એનો તર્કબદ્ધ રીતે પોતાની વાણીના બળે સામનો કરે છે. એને મહાત કરે છે. આ બાહ્યાચારીઓને એ 'રોગી' એટલે માને છે. કહે છે–

'રોગીને તો કડવું ઘટે
લીંબડો પીધે રોગ માંહીથી મટે...'

બ્રહ્મને માટે અખો નારાયણ, હરિ, રામ કે ગોવિંદ જેવાં નામો છપ્પામાં પ્રયોજે છે. પોતે એકેશ્વરવાદી છે. અને એનો એકેશ્વર છે બ્રહ્મ. પરંતુ આ વસ્તુ સૂઝવાળા, જ્ઞાની કે અનુભવીને જ સમજાય એટલે સૂઝ કે જ્ઞાનના અભાવને કારણે બ્રહ્મને પમાતું નથી. માટે તો અખો આ અજ્ઞાન દૂર કરવા અને માનવીઓને જ્ઞાની કે સૂઝવાળા કરવા માટે છપ્પા રચે છે. એમાં એ સફળ પણ થયો છે. આવી સૂઝ જેનામાં પ્રવેશી એ પણ અખાને મન હરિ સમાન–બ્રહ્મસમાન છે. 'સૂઝ' અંગમાં એ ગાય છે–

'સૂઝે દુઃખનું સુખ નીમડે,
સૂઝ વિના જયહાં ત્યાંહાં આથડે,
અખા સૂઝાળો તે નર હરિ,
જયાહાં અણલિંગી સૂઝ આવી ખરી.'

આવી સૂઝ–જ્ઞાનદષ્ટિ આપનાર ગુરુ છે. એ ગુરુનો પણ મહિમા ગાય છે. અને જ્ઞાનમાર્ગમાં મોટા પથદર્શક તરીકે એ ગુરુનો સ્વીકાર કરે છે. ગુરુને શોધવાનું સૂચવીને ગુરુપ્રાપ્તિથી જ જ્ઞાનદષ્ટિ મળે અને બ્રહ્મમાર્ગે વળીને જીવ બ્રહ્મસાક્ષાત્કાર–આત્મસાક્ષાત્કાર કરી શકે એમ કહેતો અખો 'જડ ભક્તિ અંગ'માં ગાય છે :

'ગુણ ગાયા-પે ગુરુને શોધ, જે ગુરુ આપે તત્ત્વબોધ,
પરને વળગ્યો હીંડે અંધ, પણ આંખ્યાળો નવ વળગે ખંધ
સદ્ગુરુ વિના ગળે બાંધી શલા, એમ અખા ભરમ્યા ભલભલા'

ગુરુજ્ઞાન વગર જીવ માયામાં અટવાય છે એટલે એ માયાનો પણ બાહ્યાચાર જેટલો તીવ્ર રીતે વિરોધ કરે છે. 'માયા અંગ'માં કહે છે –

'મન શું વાત વિચારી અખે, જ્ઞાની તે જે માયા ભખે,
'ભેદુ માયા સમૂળી ગળે, સાહામુ ટાળે ને પોતે ટળે,
'મહા ઠગણી માયા પાપણી, જયમ સેવંતા ડસે સાપણી

'સર્વાતીત અંગ', 'વિશ્વરૂપઅંગ', 'જીવઈશ્વર અંગ', 'પ્રતીતિ અંગ', 'આત્મલક્ષી અંગ', 'જ્ઞાનદગ્ધ અંગ' અને 'ચૈતન્ય અંગ' વગેરેમાં કેવલાદ્વૈત અને શુદ્ધાદ્વૈત વિષયક પોતાનો અનુભવ ગાનાર, બ્રહ્મતત્ત્વ પ્રાપ્તિનો પુરસ્કર્તા અખો નિર્ગુણબ્રહ્મની સાથે સાથે પૂરા વિવેકથી 'ભક્તિઅંગ', 'સૂઝઅંગ', 'સગુણભક્તિ અંગ', 'વસ્તુ વિચાર અંગ' વગેરેમાં જે સ્વરૂપે સગુણોપાસના સ્વીકારે છે એ બધું એના ખરા જ્ઞાની વ્યક્તિત્વનું પરિચાયક છે. ઉપરાંત એ 'ગુરુ અંગ', 'માયા અંગ', 'પ્રપંચ અંગ', 'ચીકણિયા અંગ', 'દંભભક્તિ અંગ' વેશવિચાર અંગ વગેરેમાં બાહ્યાચાર, આડંબર અને માયાને જે રીતે ભાંડે છે એમાંથી એની નરી જ્ઞાનપ્રીતિ પ્રગટે છે.

અખાના જ્ઞાનમૂલક સાહિત્યમાંથી એની વિકસતી રહેલી–ઘડાયેલી જ્ઞાનવિભાવના પ્રાપ્ત થાય છે. એના ઉપરથી લાગે છે કે અખો કમિટેડ–બદ્ધ–નથી પણ ખૂલ્લો છે. ખરા જ્ઞાની વ્યક્તિત્વની એ જ ઓળખ છે.

આવો નર્યો જ્ઞાની અને ખરો વિવેકી અખો પોતાનો લાધેલા જ્ઞાનને કટાક્ષ, પ્રસંગો, દૃષ્ટાંતો, ઉદાહરણો દ્વારા પ્રસ્તુત કરે છે. એની કવિદૃષ્ટિ પોતીકી જ્ઞાનવિભાવનાને અભિવ્યક્તિ અર્પવામાં પૂરી

મદદે આવી છે. અખાની આ જ્ઞાનવિભાવના અનુભવજગતના સર્વ-સામાન્ય અને સરળ ઉદાહરણોને આધારે અભિવ્યક્ત થતી હોઈ એ સ્વાનુભવ સર્વાનુભવ બની રહે છે.

તત્ત્વજ્ઞાનના અનેક પાસાઓ અને અભિવ્યક્તિના અવનવા તરિકાઓને કારણે મધ્યકાલીન ગુજરાતી જ્ઞાનમાર્ગી કાવ્યધારામાં સમયની દષ્ટિએ અધવચ્ચે બેઠેલો અખો હકીકતે પ્રથમ આસને-ઉચ્ચ આસને આરુઢ થવાનો અધિકારી બન્યો છે. જ્ઞાનમાર્ગી કાવ્યધારાના સૌથી ઊંચેરા શૃંગરૂપી અખાની જ્ઞાનમાર્ગી કવિતા ભારતીય વેદાન્તી કાવ્યધારામાં પણ મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કરી શકે એ કોટિની છે..

**બુટો અને અનુભવાનંદ**

અખા પછીના આ સમયગાળાના મહત્ત્વના જ્ઞાનમાર્ગી કવિઓ તરીકે બુટો અને અનુભવાનંદને ઓળખાવી શકાય. પોતાને માટે 'બુટિયો' એવું નામાચરણ પ્રયોજતો બુટો અદ્વૈતમતનો પુરસ્કર્તા જણાય છે. જીવ અને બ્રહ્મ બંને એક છે એ વાત જુદાં જુદાં પદોમાં ગાઈને જ્ઞાનમાર્ગની સમજણ આપતો બૂટો કહે છે: 'જીવ શિવ એક છે રે, જો તને જડે જીવની જાત...'

અનુભવનો મહિમા અને ગુરુનું મહાત્મ્ય એ બૂટાના પ્રિય વિષયો છે.

'બ્રહ્મવેત્તા ગુરુ જેને મળે બૂટિયા,
નર દેહી એ જ અભયપદ પામે...'

× × ×

'દેહભાવે ન દેખીએ, ને આતમભાવે નીત;
એ છે સમજણ બૂટિયા અનુભવી કેરી એ રીત.'

પુરોગામી વેદાન્તી–જ્ઞાની કવિઓની તત્ત્વસાધનાનું અનુસંધાન જેમ બૂટાએ જાળવી રાખ્યું છે તેમ નાથ ભવાન ઉર્ફે અનુભવાનંદ પણ અનેક પદો અને સુદીર્ઘ રચનાઓમાં જ્ઞાનવાણીનું અનુસરણ કરે છે. 'બ્રહ્મસંહિતા' જેવા ગ્રંથનું ભાષાંતર કરનાર તથા 'શિવ ગીતા'

અને 'શ્રીધરી ગીતા' જેવી 'ગીતા' રચનાઓમાં વેદાન્તના ગૂઢ રહસ્યોને પોતાની વાણીમાં ઉતારનાર અનુભવાનંદ સોળ અધ્યાયમ વિભાજિત 'શિવગીતા'માં આરંભે કહે છે :

'કલિયુગના જંતુ ધીમંદ, કર્મહીન સમજે નહીં ગંધ,
માયા મોહ અજ્ઞાને અંધ. કૃપા વિના કયમ છૂટે ફંદ.
તેથી મંદમતિને માટે સમજે તો આવે કો વાટે,
કરિયે પ્રાકૃતમાંય પ્રબંધ, જેથી સમજી શકે મતિમંદ

× × ×

'સાક્ષી ઓળખાવ્યો, સંશે શમાવ્યો, જીવ ઈશ્વરનો ભેદ,
ઈક ચૈતન્ય એ છે, સઘળે તે છે, બ્રહ્મરૂપ કહે વેદ,
બીજા નહીં કોયે, કલ્પિત તોયે, પૂરણ પરમાનંદ.
સહુ દૃવીતે રહે તે, વેદ કહે તે કહે અનુભવાનંદ;

અહીં શિવજી રામચંદ્રજીને જ્ઞાન આપતા હોય એવા કથન કેન્દ્રની યોજના છે. વેદાન્તના ગૂઢ રહસ્યોને પોતાને સમજાયું એ રીતે કહેવાના અનુભવાનંદના આશયનો પણ અહીંથી ખ્યાલ આવે છે. એના પદોમાંથી વિશેષરૂપે જ્ઞાનમાર્ગના અનેક પાસાં પ્રગટે છે. એ પદોમાંથી કેટલાંક પદો 'જ્ઞાન ગંગોદક'માં સુરેશ જોશીએ સંપાદિત કરીને પ્રકાશિત કર્યાં છે. પદો અવલોકતાં ખ્યાલ આવે છે કે બ્રહ્મ–માયાના સ્વરૂપ વિશે, બ્રહ્માનંદ પ્રાપ્તિની અનુભૂતિ, ગુરુ મહિમા, ગુરુના લક્ષણો જેવા વિષયે પોતાનું જ્ઞાન અનુભવાનંદે રજૂ કર્યું છે. બાહ્યાચાર–કર્મકાંડની ટીકા પણ અખાની ધાટીએ કરી છે અને રહસ્યવાદી અનુભવોનું આલેખન પણ છે. એકાદ બે ઉદાહરણો દ્વારા એની જ્ઞાનવાણીનો પ્રત્યક્ષ પરિચય મેળવીએ.

'અનુભવનો રે આનંદ નાવે કહ્યા માંહે
પૂરણ પરમાનંદ પરિછિન કયમ થાએ

તે અનુભવ જલ માંહે ઝીલતાં સંચિત મળ ધોવાએ જી
સાધન સત્ય તણો સાબુ સહુ મેલ લઈને જાએ
જયમ સાકરમાં મીઠાઈ છે સઘલે બાહિર માંહેજી
નાથભવાન અખંડ એ આનંદ અનુભવીએ લેહિવરાએ.'

માયા વિષયે કહે છે કે— (૫૬-૫૫)

'માયા વાંઝણી પ્રસવીરે તેણ્યે અણુશરજ્યો સુત જાયો જી
તેહેનું નામ સંસાર વરાણું નહિ તે ઘરઘર ગાયો જી

પછી આ માયાના સંસારનો કલાત્મક રીતે પરિચય કરાવે છે, અને એક રીતે રૂપકાત્મક પદાવલિ રૂપે માયાના સંસારચિત્ર દ્વારા એની સાથે જોડાયેલા દુરિત તત્ત્વોનો પરિચય કરાવે છે.

આમ સત્તરમી સદી સુધીમાં બ્રહ્મતત્ત્વ અને માયાના સ્વરૂપની તથા જીવશિવના ઐક્યની, ગુરુમહિમાની અને એ કારણે પ્રાપ્ત થતા બ્રહ્માનંદની મીમાંસા પ્રાપ્ત થાય છે. મહત્ત્વના વેદાન્ત-જ્ઞાનમાર્ગી કવિઓ આ સમયગાળામાં થયા અને અનુગામીઓ ઉપર એનો બહુ મોટો પ્રભાવ રહ્યો છે.

## ૪. અઢારમી સદીનો જ્ઞાનમાર્ગી પ્રવાહ

અઢારમી સદીમાં જ્ઞાનમાર્ગી કાવ્યધારાના ત્રણ પ્રવાહ દૃષ્ટિગોચર થાય છે. એક, અખા નરહરિ પ્રકારની વેદાન્ત કવિઓની પરંપરા, બીજો, રવિભાણ સંપ્રદાયની પરંપરાનો અને ત્રીજો અન્ય જ્ઞાનમાર્ગી સંતમત પરંપરાનો. આ ત્રણેય પ્રવાહની જ્ઞાનમાર્ગી કાવ્યધારાના ભાવવિશ્વ અને અભિવ્યક્તિના સ્વરૂપ વિષયક વિભાગોના આકલનથી આ સમયગાળાના પ્રદાનની મહત્તાનો ખ્યાલ આવશે.

### ૪.૧ : વેદાન્તી પરંપરાનું અનુસંધાન

અખા નરહરિ પ્રકારની વેદાન્તી કવિઓની પરંપરામાં વસ્તો, જીવણદાસ, લાલદાસ, કૃષ્ણજી, હરિકૃષ્ણજી, માતાજી રતનબાઈ,

જિતામુનિ નારાયણ, ગૌરીબાઈ, કલ્યાણદાસજી અને કેવળપુરી વગેરેનો સમાવેશ કરી શકાય.

## વસ્તો, વિશ્વંભર અને જીવણદાસ

ગીતા અને મહિના-બારમાસીના સ્વરૂપમાં જ્ઞાનને પ્રસ્તુત કરવાની પરંપરામાં વસ્તો બે ગીતા ઉમેરે છે. એક 'વસ્તુગીતા' અને બીજી 'અમરાપુરી ગીતા', આ ઉપરાંત 'મહિના' નામની બારમાસી કૃતિ પણ છે. ગુરુ અને શિષ્યના સંવાદરૂપની કૃતિ 'વસ્તુવિલાસ' અને ૨૮ જેટલાં અખા જેવા અંગો ઉપરાન્ત જ્ઞાનમાર્ગી પદો, આમ બધીજ રચનાઓ માત્ર વિષયસામગ્રી નહીં પરન્તુ સ્વરૂપની દૃષ્ટિએ પણ અખા–નરહરિ પરંપરા સાથે અનુસંધાન ધરાવે છે.

આઠ અધ્યાયની વસ્તુગીતામાં ૫૩૦ સાખીઓ છે અહીં અધ્યાયને પણ નામ અપાયેલા છે પાંચમા અધ્યાયનું નામ જ્ઞાન–પ્રલય યોગ છે. પ્રથમ અધ્યાયમાં જીવ અને શિવનો ભેદ સમજાવે છે જીવ કઈ રીતે સંસારમાં બદ્ધ છે અને શિવ કઈ રીતે મુક્ત છે એ ઉદાહરણોથી સમજાવે છે. બીજા અધ્યાયમાં માયાનું [કાર્ય વર્ણવે છે પછીના ૭ અધ્યાયમાં અનુક્રમે પંચીકરણ પ્રક્રિયા, જીવ–બ્રહ્મની એકતા સાધવાના ઉપાયો અને પછી આત્માનંદનો અનુભવ વર્ણવે છે.

કવિજન કો કલ્પ્યો નથી
એ આપેઆપ અવિનાશ
વસ્તા વિશ્વંભર બોલી આ
પૂરણ પદ પ્રકાશ......

સાત ગોલાંટ (અધ્યાય)ની 'અમરાપુરી ગીતા'માં ૭૧૫ સાખીઓ છે, અહીં કેવલાદ્વૈતનો સિદ્ધાન્ત સમજાવાયો છે, અહમનું સ્વરૂપ અને એના ગેરલાભો; બ્રહ્મજ્ઞાનની સ્થિતિનું દર્શન; માયાનું સ્વરૂપ જેવા વિષયો લક્ષ (શિષ્ય) અલક્ષ (ગુરુ)ના સંવાદરૂપે પ્રાપ્ત કરાયેલ છે.

ઉદાહરણોથી જ્ઞાન વિષયક પોતાનો અનુભવ પ્રાપ્ત કરતો વસ્તો માયા વિશે કહે છે કે–

સમુદ્રે જેવું ફીણ પ્રમાણ એવું ફળ માયાનું જાણ
બુદ્બુદા ફીણ તોતીંગ, એવો છે માયાનો રંગ
મહીંથી થાય અને માંહે એ શમે; ના ઓળખે તેને એ દમે
તે દૃષ્ટિ તું અળગી કરે; સમુદ્રપણું એ નિશ્ચે ધરે,

'વસ્તુ વિલાસ' અને મહિના તથા અંગમાં પણ આ જ પ્રકારનો જ્ઞાન-ઉપદેશ, વસ્તાએ પોતાની રીતે પ્રસ્તુત કર્યો છે, જ્ઞાન ઉપરાંત સદ્ગુરુમહિમા પણ એણે ગાયો છે.

'સતગુરુ મલતા રે સંસે સહુ ટલ્લ્યા
નિરમલ્લ નીશ્ચે થયું છે અંગ રે'
'સીંધુ સમાણો બીંદુ માહા, એહેવી અકથ કેહે વાણી,
વસ્તા વીસ્વંભર પુરસને, નાણે માહા રાણી'
'પોથી પઢંતા વાદે લઢંતા કેહે અગ્ગો પંડિત પૂરા
આત્યમગ્નાન વીચાર્યા વના આપે ગયા અધૂરા'

આમ પુરોગામીએ ખેડેલા સ્વરૂપ અને જ્ઞાન વિષયે વસ્તો પોતાનો અનુભવ ગાઈને જ્ઞાનમાર્ગી પરંપરાને સમૃદ્ધ બનાવે છે, આ કારણે એ પરંપરા દૃઢ પણ બની છે; એમ કહી શકાય.

'જીવનગીતા', 'અકલ રમણ', 'જીવનરમણ', 'નવચાતુરી', 'આનંદલીલા' વગેરે કૃતિઓના રચયિતા જીવણદાસ પણ વેદાન્તી પરંપરાને વહેતી રાખનારા મહત્વના જ્ઞાનમાર્ગી કવિ છે.

ગુરુશિષ્ય સંવાદ પરંપરામાં પૂર્વપક્ષ અને ઉત્તર પક્ષની ઢબે રચેલી 'જીવનગીતા'ના બાવીસ કડવામાં વેદાન્તી વિચારધારા વિષયક પોતાના અનુભવને ગાયો છે, પોતે પરમાત્મસ્વરૂપ થઈ શક્યા એ અનુભૂતિને અભિવ્યક્ત કરતાં ગાય છે કે –

'સિંધુમાં બિંદુ ભળ્યું રે, ભલો મળ્યો સંયોગ,
સર્વ સમાપ્ત થઈ રહ્યું રે, ગયો ભવનો રોગ.'
'ત્યમ અગ્નિ હું કાષ્ટવત્ ટળી ગયો તવસંગ
કાષ્ટપણું રહ્યું નહીં, એક અગન થયો રંગ.'

ઉદાહરણો દ્વારા જીવણદાસ આ રીતે અનુભૂતિ વ્યક્ત કરે છે. 'અકલ રમણ' અને 'જીવન રમણ'માં અદ્વૈતજ્ઞાનનું સ્વરૂપ તથા આત્માનુભવના ઉદ્‌ગારો ગાયા છે. 'નવચાતુરી'માં કુલ ૧૨ ચાતુરીઓ છે. આ રચના પણ ગુરુશિષ્ય સંવાદ રૂપે રચી છે. પરબ્રહ્મના વિવિધ રૂપો ગાયા છે. સદ્‌ગુરુ મહિમા અને પરબ્રહ્મ પ્રાપ્તિના આનંદની સ્થિતિને ચાતુરીમાં ઢાળી છે.

'કોઈ સંત વિવેકી મળે, તેને પરબ્રહ્મ પોતાનાં જડે,
તો ઢળે મન અહંકાર સર્વે દિવ્ય જ્ઞાનનું ઉઘડે.'
'હું અદ્વૈત બ્રહ્મ અખંડિત પોતે, દ્વૈત ભાવ ભાસે નહીં,
ચિદ્‌ઘન ચૈતન્ય સઘળે સરખો, એથી અળગું કોઈ નહીં.'

## લાલદાસ અને શિષ્ય પરંપરા

અખાનો ગુરુ તરીકે ઉલ્લેખ કરતા લાલદાસની રચનાઓ 'જ્ઞાન રવેણી ૧–૨', 'વનરમણી ૧–૨–૩' અને સાખીઓમાંથી અખાની ખુમારી–આત્મ સાક્ષાત્કારની અનુભૂતિનો પરિચય થાય છે. અખાનો જ્ઞાનમાર્ગ એણે પૂરેપૂરો પચાવ્યો લાગે છે. એની અડગ ગુરુભક્તિ. ગુરુગોવિંદ ઐક્ય. આત્મા–પરમાત્મા ઐક્ય અને જ્ઞાન એ જ મોક્ષ એવું પ્રતિપાદિત કરતી રચનાઓ અત્યંત મહત્ત્વની છે.

પોતાના રૂને રચેલી માયામાં જીવાત્મા અથડાય છે–અટવાય છે, પરંતુ સદ્‌ગુરુના ઉપદેશને કારણે પરબ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે.

'મારી માયામાં હું મોહ પામ્યો
હું ને મારું અજ્ઞાન રે,
સંશય ટાળ્યો સદ્‌ગુરુજીએ
મને થયું મ્હારું જ્ઞાન રે
એક અદ્વૈત નહીં નહીં દ્વૈત, બ્રહ્માનંદને ભેટતા રે...'

લાલદાસના શિષ્ય હરિકૃષ્ણજીનું પ્રદાન પણ મહત્ત્વનું છે. સુરેશ જોશીએ આ કવિને કૃષ્ણજી તરીકે ઓળખાવ્યા છે. આ કૃષ્ણજી એ જ હરિકૃષ્ણજી એવું ડૉ. યોગેન્દ્ર ત્રિપાઠીએ પોતાના 'અખો અને મધ્યકાલીન સંતપરંપરા' ગ્રંથમા કહેલું; પણ જયંત કોઠારીએ 'ભાષાવિમર્શ' (જાન્યુ. ૧૯૮૫)માં તર્કબદ્ધ રીતે દર્શાવેલ છે. કે 'કૃષ્ણજી' નામચરણની સાથે હરિકૃષ્ણજીવાળો ગુરુનિર્દેશ ન હોઈ કૃષ્ણજીને અલગ કવિ તરીકે જ સ્વીકારવાના રહે. એટલે કૃષ્ણજીના જ્ઞાનમાર્ગી પદો પણ મધ્યકાલીન ગુજરાતી જ્ઞાનમાર્ગી કાવ્યધારામાં અલગ રીતે અભ્યાસપાત્ર છે.

ગુરુ અને અનુભવનો મહિમા ગાતા હરિકૃષ્ણજીનું
'અનુભવીને એટલું, આનંદમાં રહેવું રે,
ભજવા પરિબ્રહ્મને બીજુ કાંઈ ન કહેવું રે...' પદ અત્યંત પ્રચલિત છે. બહુ ઓછાં જ્ઞાનમાર્ગી પદો આટલા લોકપ્રિય થયા છે. હરિકૃષ્ણજીની પુત્રી અને શિષ્યા માતાજી રતનબાઈ પણ આ ધારાના કવયિત્રી છે.

હરિકૃષ્ણજીના શિષ્ય જિતામુનિ નારાયણે એમની ભજન-સાખી રચનાઓમાં બ્રહ્માનુભવને ગાયો છે. આત્મજ્ઞાનની ઉપાસનામાં સહાય-ભૂત થઈ પડે એવી બોધ-ઉપદેશાત્મક સાખીઓ પણ મહત્ત્વની છે. જિતામુનિના શિષ્યા ગૌરીબાઈ મહત્ત્વના વેદાન્તી કવયિત્રી છે. મીરાંની માફક કૃષ્ણભકિતનાં પદો એમણે રચ્યા છે એમાંથી એમની પ્રેમલક્ષણાભક્તિનો પરિચય છે, પરંતુ જ્ઞાનમાર્ગના, અદ્વૈતના, બ્રહ્માનુ-

ભવનાં પદોનું વિગતે અધ્યયન કરતાં એના જ્ઞાનીપણાંનો પરિચય થાય છે. અપરોક્ષાનુભૂતિ વર્ણવતાં એણે ગાયું છે :

'સંતો રે સ્વયંપદ મુજને ભાસ્યું
સહેજે શૂન્ય માંહી શમી જાતાં
ચૈતન્ય રહ્યું સાચું....સંતો રે૦
ત્ત્વમસિના ભેદમાં પેસવું કોઈક વિરલો પાયે
ગવરી અનુભવ સ્વયં પ્રકાશમાં
કોઈક સહેજે સમાયે...સંતોરે

જિતામુનિ નારાયણના શિષ્ય કલ્યાણદાસજીની 'અજગરબોધ' રચનામાંથી નર્યું આત્મજ્ઞાન દ્રવે છે. અહીં અજગર પ્રહલાદને બોધ આપતો હોય એ રીતે આલેખન થયું છે. પરબ્રહ્મ જ સત્ય છે અને અન્ય મિથ્યા છે એવું પ્રતિપાદન અહીં દૃષ્ટિગોચર થાય છે.

હરિકૃષ્ણજીના શિષ્યોમાંના કેવળપૂરીનું પ્રદાન વિપુલ છે સતત સ્વરોદય અનુભવવામાં અને પ્રાણાયામમાં જ પોતાનો સમય પસાર કરતા આ જ્ઞાનમાર્ગી કવિએ અદ્વૈત તત્ત્વજ્ઞાન અને યોગમાર્ગનું અનુભવસિદ્ધ જ્ઞાન પોતાની રચનાઓ દ્વારા પ્રસ્તુત કર્યું છે, અખા પ્રકારના 'અંગો', 'કક્કો', 'ચિંતામણી ૧–૨', 'તત્ત્વસાર ૧ થી ૪', 'બ્રહ્મવિચાર', 'બ્રહ્મધાતુ', 'ગુરુમહિમા' અને આત્મબોધના પદોમાંથી કેવળપૂરીની અદ્વૈત વેદાન્તી વિભાવના તથા આ બધું મિથ્યા માત્ર એની પાછળ રહેલ નિગૂઢ એવું પરમતત્ત્વ જ કેવળ સત્ય છે. એની પ્રાપ્તિ અસાર વસ્તુઓ પ્રત્યેની આસક્તિ છોડવાથી અને સદ્‌ગુરુના સેવનથી થાય છે.

'નિર્ગુણ રૂપ બાંધ્યામાં નાવે, બુદ્ધિ વાસના બંધે રે,
અદેખ, અછેદ, અભેદ, આતમ, સૂરતા તારશું સાધે રે,'

વેદાન્તી કવિઓની પરંપરામાં થયેલું આ વસ્તો, જીવણદાસ, લાલદાસ અને તેમની શિષ્યપરંપરાનું પ્રદાન મધ્યકાલીન ગુજરાતી

જ્ઞાનમાર્ગી કવિતાનું એક ઉજ્જવળ પ્રકરણ છે.

## ૪ : ૨. રવિ–ભાણ સંપ્રદાયની પરંપરા

મધ્યકાલીન ગુજરાતી જ્ઞાનમાર્ગી કાવ્યધારામાં યોગદશામાં જોયેલ અનુભવેલ ઝગહળ જ્યોત અને સમાધિ સ્થિતિમાં સાંભળેલ અનહદ નાદના અલૌકિક અનુભવને લૌકિક વાણી દ્વારા અભિવ્યક્તિ અર્પતા રવિભાણ સંપ્રદાયના સંતોનું પ્રદાન અત્યંત નોંધપાત્ર છે.

રવિભાણ સંપ્રદાયની વાણીના આરંભના ઉદ્દગાતા છે ભાણ સાહેબ, કબીર સાહેબની શિષ્ય પરંપરામાં પાંચમા શિષ્ય ષષ્ટમદાસના શિષ્ય ભાણસાહેબને ચાલીસ જેટલા શિષ્યો હતા. આ શિષ્યોની મંડળી 'ભાણફોજ' સાથે ગુજરાત સૌરાષ્ટ્રમાં ફરી ફરીને કબીરપંથનો ઉપદેશ ઘેર ઘેર પહોંચાડયો. આ ઉપદેશાત્મક અનુભવવાણી તે રવિ–ભાણ સંપ્રદાયનું સાહિત્ય.

### ભાણસાહેબ

જ્ઞાન આરાધનાથી કઈ સ્થિતિએ પહોંચી શકાય ? એ અનુભવનું કથન કરતા ભાણ સાહેબ કહે છે કે સતગુરુની સહજ રીતે પ્રાપ્તિ થઈ અને એમણે સતનામ સુણાવ્યું, જે કારણે જન્મ-મૃત્યુના ફેરામાંથી મુક્તિ મળી અને અવિનાશી પદની પ્રાપ્તિ થઈ મારા હૃદયમાં દશમ દશા–બ્રહ્મરંધ્ર ભેદીને આત્મસ્થ સ્થિતિ પ્રગટ થઈ. આ કારણે પ્રકૃતિના અનેકવિધ સ્વરૂપોને એક જ આત્મતત્વમાં સમાઈ જતા અનુભવ્યા. જપ, તપ, તીર્થયાત્રા કે યોગની માથાકૂટમાં ન પડતાં મારા હૃદયમાં 'સળંગ સેરડો' અખંડ બ્રહ્માનંદ પ્રગટયાની અનુભૂતિ થઈ. મારી આત્મજ્યોતિ પરમાત્મજ્યોતિમાં ભળેલી જોઈ. આત્મા અને પરમાત્માના મિલનની અનુભૂતિને ગાતાં આ કવિની વાણીનો બહુ પ્રભાવ રહ્યો છે.

'સતગુરુ મળિયા સ્હેજમાં, જેણે સંતનો શબ્દ સૂણાયો
ચોરાશીનો રાહ ચૂકાવી, અખંડ ધામ ઓળખાયો.'

ભાણસાહેબના પુત્ર ખીમસાહેબે પણ પિતા પાસેથી દીક્ષા લીધેલી એટલે ખીમસાહેબ ભાણસાહેબના બુંદશિષ્ય અને રવિસાહેબ ભાણસાહેબના નાદશિષ્ય. આ બંને શિષ્યોની પરંપરામાં રવિભાણ સંપ્રદાયની જ્ઞાનમાર્ગી કવિતા અવિરતપણે વહે છે. પહેલાં રવિસાહેબની શિષ્યપરંપરાના પ્રદાનને તપાસીએ.

**રવિસાહેબ અને શિષ્યપરંપરા**

વિપુલ અને એટલું જ સત્ત્વશીલ પ્રદાન કરનારા રવિસાહેબ ભારતીય જ્ઞાનમાર્ગી કવિઓની પંગતમાં સ્થાન પામે એ કક્ષાના છે. એમણે રચેલી 'ભાણગીતા', 'મન : સંયમ', 'બોધચિંતામણી', 'ખીમ-રવિ પ્રશ્નોત્તરી', 'બારમાસી', 'કક્કો' ઉપરાંત કટારી, પદો, ભજનો, દોહાના અંગો, સાખીઓ વગેરે રચનાઓમાં યોગસાધના વૈરાગ્ય, જ્ઞાનદર્શન, ગુરુમહિમા અને માયાનો પ્રભાવ ઈત્યાદિ વિષયો વિશે જ્ઞાન આપ્યું છે.

૨૧ કડવામાં રચાયેલ 'ભાણગીતા' હકીકતે તો રવિભાણ સંપ્રદાયની વિચારધારા અને સાધનાપદ્ધતિનો યોગની પરિભાષામાં પરિચય આપતી કૃતિ છે.

'કામ ક્રોધ ને લોભ માયા રહિત જેહનાં મન
આળસ આહાર નિદ્રા નહીં તેહને સદા છે દરશન'.
'નાસાગ્રે રાખી મીટ, સમદૃષ્ટિ બ્રહ્મ ઈન્દ્રકીટ
મન રાખે બ્રહ્મઈન્દ્રી માંહીયે, પાન અપાન વારે એક થાઈયે

દર્શાવી છે. જેમાં અનુભવસિદ્ધ અર્થઘટન છે એવાં એમનાં ભજનો વિશેષ લોકપ્રિય બન્યાં છે. એક ભજનમાં રવિસાહેબ કહે છે કે મન અને વાણીનું મૂળ બતવીશ તો તમને આનંદ થશે, એમ કહીને આગળ ઉપર ગાય છે કે આ જગત ઉપર પ્રથમ તો જેને પાર ન પામી શકાય એવા આદિ ગુરુ અલખ પુરુષ પરમાત્મા જ એકલા હતા. પછી આ પરમાત્માના શૂન્ય અવ્યક્ત સ્વરૂપમાંથી આત્મા પ્રગટયો, એમાં પ્રાણરૂપે પરમાત્મા આવ્યા અને પછી મન-વાણી ઉત્પન્ન થયાં. ઉન્મુનિ અવસ્થિતિમાં પ્રાણ બ્રહ્મરંધ્રમાં સ્થિર થાય છે અને વાણીનો મનમાં, મનનો પ્રાણમાં અને પ્રાણનો અલખપુરુષ પરમાત્મા-પરિબ્રહ્મમાં લય થાય છે.

'મૂળ કહું તો મહાસુખ હોવે જહાંથી ઉપજી મનવાણી
પ્રથમ આદિગુરુ અવિગત એકલા, નહીં સૃષ્ટિ મન મંડાણી
પ્રકરતી પ્રાણ પિંડ નહીં વાણી, ના ઉપજે પવના પાણી
પવન ગગના મેં રહ્યા સમાઈ, જાત ઉનમુનીએ ઠેરાણી
વાણી મનમેં, મન પ્રાણમેં પ્રાણ અલખસે અલપાણી...મૂળ...૦'

અન્ય એક ભજનમાં કહે છે કે —

'આ કેણે બનાવ્યો ચરખો
તમે નુરતે-સુરતે નીરખો'
એના ઘડનારને પરખો' !

× × ×

'સંતો બૂઝે બાવન બારા
જાકે હરદે ગુરુગમ પ્રગટે, સો ખેલે ચોધારા... સંતો'

પરજ ઢંગના ભજનો, જ્ઞાન વૈરાગ્યના કુંડળિયા. બારમાસી, યોગમાર્ગનાં પદો અને ભજનોના રચયિતા મોરારસાહેબ રવિસાહેબના તેજસ્વી શિષ્ય તરીકે સુખ્યાત છે. એમની રચનાઓમાં રવિસાહેબની વાણીનો પડઘો સંભળાય છે. પરંતુ પોતીકી રીતની અભિવ્યક્તિને

કારણે મોરારસાહેબ ઉલ્લેખનીય સ્થાનના અધિકારી છે. એ ગાય છે કે —

'સતગુરું શબ્દે રે, સતવ્રત સાધીયે રે
આરાધીયે અંતર આતમરામ,
નામને નિશાને રે, નિજ મન રાખીએ રે,
ધીરજ ધારણાએ નિજ ધામ'.

મોરારસાહેબના ગુરુભાઈ ગંગસાહેબ અને ગંગસાહેબના લાલસાહેબ. આ બન્નેની બહુ જ થોડી ભજન રચનાઓ મળે છે. પરંતુ મોરારસાહેબના શિષ્ય હોથાનું પ્રદાન જ્ઞાનમાર્ગી કાવ્યધારામાં મહત્ત્વનું છે. હિંદુ-મુસ્લીમ એકતાનું ગાન જેમાં ગાયુ છે એ મહંમદ પયંગબરને ઉદ્દેશીને રચાયેલી રચના–

'સમરું તો સુધરે મનખા મેરારે, નબીજી દાતા
સમરું તો સુધરે મનખા મેરાજી.
રામ ને રહેમાન તમે એક કરી માનો, મૌલા;
તું નબીજી તું.
તો મીટ જાવે ચોરાશીકા ફેરા રે, નબીજી દાતા.
સમરુ તો સુધરે મનખા મેરા'.

હોથી ઉપરાંત મોરારસાહેબના શિષ્યો જીવાભગત, આનંદરામ, કરસણ અને કરમણના લખીરામની ભજનવાણીનો પણ જ્ઞાનમાર્ગી કાવ્યધારાને વહેતી રાખવામાં ફાળો છે.

ખીમસાહેબ અને શિષ્યપરંપરા

ભાણસાહેબના નાદ–શિષ્ય રવિસાહેબની શિષ્ય પરંપરા જેવી જ મહત્વની શિષ્ય પરંપરા ભાણસાહેના બુંદશિષ્ય ખીમસાહેબની છે. એમની ચિંતામણી નામની રચનામાં સાધનાની પદ્ધતિ છે. કાફી; ભજનો અને પદોમાં બહુધા જ્ઞાનવૈરાગ્ય બોધ અને સદ્ગુરુ મહિમા દષ્ટિગોચર થાય છે.

'ફેરો નામની માળા, તેરા કટે જનમ જંજાળા
ગુરુગમ કેરી કૂંચી કરલે, કટે મોહકા તાળા
ઈ તાળાને દૂર કરો તો ઘટ ભીતર અજવાળા...ફેરો.'

ખીમસાહેબના શિષ્ય ત્રિકમસાહેબ પણ ગુરુમહિમા અને પરબ્રહ્મતત્ત્વની ઉપાસના તરફ અભિમુખ થવા પ્રેરતી ભજન-વાણીના રચયિતા છે. એમના ભજનોનો પણ લોકસમુદાય ઉપર ઘેરો પ્રભાવ છે–'લાલ મેરા દિલમાં સંતો, લાગી વૈરાગી સંતો જોયું મેં જાગી' તથા 'આવી આવી અલખ જગ્યો અમારે મોલે, ઉત્તર દિશાથી એક બાવો જોગી આયો રે'. જેવી ભજનરચનાઓ આજે પણ લોકપ્રિય છે. પરબ્રહ્મ પ્રાપ્તિની અનુભૂતિને ગાતાં કહે છે કે–

'વેદ કિતાબનું કામ નહીં મારે રોમે રોમે રણુંકાર,
અનહદ વાજા વાગીયાં, માંઈ મુરલી કરે મલાર.
હું નહીં, તું નહીં, તે નહીં, તુહીં–તુંહીં કિરતાર',
ગોતતાં–ગોતતાં ગમ પડી, અસ્તો રિયો એકતાર;

પરમતત્ત્વને શોધતાં–શોધતા જ ખ્યાલ આવ્યો કે એ તો અછતો અર્થાત્ છુપાઈને અંદર જ રહેલ છે. એની પ્રાપ્તિથી પછી વેદ કે કિતાબની જરૂરત રહેતી નથી. અનહદની અનુભૂતિની વાત કરીને લોકસમુદાયને એ તરફ વાળતા રવિ-ભાણ સંપ્રદાયના આ સંતની વાણીનું આ અર્થાં કારણોસર મહત્ત્વ છે.

ત્રિકમસાહેબના ગુરુભાઈ લક્ષ્મીસાહેબ અને નથુરામ તથા નથુરામના બાલકસાહેબ, વગેરેનાં થોડા ભજનો મળે છે. ત્રિકમ સાહેબના શિષ્યભીમ સાહેબના પણં વધું ભજનો મળતાં નથી. દાસી જીવણને ઉદ્બોધીને કહેલું ભજન યોગમાર્ગની દિશા તરફ જવા માટેની પદ્ધતિ દર્શાવતું હોઈ વિશેષ મહત્ત્વનું છે. આ રચનામાં રવિ-ભાણ સંપ્રદાયની વિભાવના પણં નિહિત છે.

કારણે મોરારસાહેબ ઉલ્લેખનીય સ્થાનના અધિકારી છે. એ ગાય છે કે—

'સતગુરું શબ્દે રે, સતવ્રત સાધીયે રે
આરાધીયે અંતર આતમરામ,
નામને નિશાને રે, નિજ મન રાખીએ રે,
ધીરજ ધારણાએ નિજ ધામ'.

મોરારસાહેબના ગુરુભાઈ ગંગસાહેબ અને ગંગસાહેબના લાલસાહેબ. આ બન્નેની બહુ જ થોડી ભજન રચનાઓ મળે છે. પરંતુ મોરારસાહેબના શિષ્ય હોથીનું પ્રદાન જ્ઞાનમાર્ગી કાવ્યધારામાં મહત્ત્વનું છે. હિંદુ-મુસ્લીમ એકતાનું ગાન જેમાં ગાયુ છે એ મહંમદ પયગંબરને ઉદ્દેશીને રચાયેલી રચના-

'સમરું તો સુધરે મનખા મેરા રે, નબીજી દાતા
સમરું તો સુધરે મનખા મેરાજી.
રામ ને રહેમાન તમે એક કરી માનો, મૌલા;
તું નબીજી તું;
તો મીટ જાવે ચોરાશીકા ફેરા રે, નબીજી દાતા.
સમરુ તો સુધરે મનખા મેરા'.

હોથી ઉપરાંત મોરારસાહેબના શિષ્યો જીવાભગત, આનંદરામ, કરમણ અને કરમણના લખીરામની ભજનવાણીનો પણ જ્ઞાનમાર્ગી કાવ્યધારાને વહેતી રાખવામાં ફાળો છે.

ખીમસાહેબ અને શિષ્યપરંપરા

ભાણસાહેબના નાદ-શિષ્ય રવિસાહેબની શિષ્ય પરંપરા જેવી જ મહત્વની શિષ્ય પરંપરા ભાણસાહેના બુંદશિષ્ય ખીમસાહેબની છે. એમની ચિંતામણી નામની રચનામાં સાધનાની પદ્ધતિ છે. કાફી, ભજનો અને પદોમાં બહુધા જ્ઞાનવૈરાગ્ય બોધ અને સદ્દગુરુ મહિમા દષ્ટિગોચર થાય છે.

'ફેરો નામની માળા, તેરા છૂટે જનમ જંજાળા
ગુરુગમ કેરી કૂંચી કરલે, છૂટે મોહકા તાળા
ઇ તાળાને દૂર કરો તો ઘટ ભીતર અજવાળા...ફેરો.'

ખીમસાહેબના શિષ્ય ત્રિકમસાહેબ પણ ગુરુમહિમા અને પરબ્રહ્મતત્ત્વની ઉપાસના તરફ અભિમુખ થવા પ્રેરતી ભજનવાણીના રચયિતા છે. એમના ભજનોનો પણ લોકસમુદાય ઉપર ઘેરો પ્રભાવ છે–'લાલ મેરા દિલમાં સંતો, લાગી વૈરાગી સંતો જોયું મેં જાગી' તથા 'આવી આવી અલખ જગ્યો અમારે મોલે, ઉત્તર દિશાથી એક આવો જોગી આયો રે'. જેવી ભજનરચનાઓ આજે પણ લોકપ્રિય છે. પરબ્રહ્મ પ્રાપ્તિની અનુભૂતિને ગાતાં કહે છે કે–

'વેદ કિતાબનું કામ નહીં મારે રોમે રોમે રણુંકાર,
અનહદ વાજાં વાગીયાં, જાંઈ મુરલી કરે મલાર.
હું નહીં, તું નહીં, તે નહીં, હુંહીં–તુંહીં કિરતાર',
ગોતતાં–ગોતતાં ગમ પડી, અસ્લો રિયો એકતાર;

પરમતત્ત્વને શોધતાં–શોધતાં જ ખ્યાલ આવ્યો કે એ તો અછતો અર્થાત્ ખુપાઈને અંદર જ રહેલ છે. એની પ્રાપ્તિથી પછી વેદ કે કિતાબની જરૂરત રહેતી નથી. અનહદની અનુભૂતિની વાત કરીને લોકસમુદાયને એ તરફ વાળતા રવિ-ભાણ સંપ્રદાયના આ સંતની વાણીનું આ બધાં કારણોસર મહત્ત્વ છે.

ત્રિકમસાહેબના ગુરુભાઈ લક્ષ્મીસાહેબ અને નથુરામ તથા નથુરામના બાલકસાહેબ, વગેરેના થોડા ભજનો મળે છે. ત્રિકમસાહેબના શિષ્યભીમ સાહેબના પણ વધું ભજનો મળતાં નથી. દાસી જીવણને ઉદ્બોધીને કહેવું ભજન યોગમાર્ગની દિશા તરફ જવા માટેની પદ્ધતિ દર્શાવતું હોઈ વિશેષ મહત્ત્વનું છે. આ રચનામાં રવિ-ભાણ સંપ્રદાયની વિભાવના પણ નિહિત છે.

માન, વડાયું, મોટપ મેલ રે મનવા, ખમતાં કરી લિયો ખાઈ
દાસી જીવણ સત ભીમનાં ચરણાં, સમરી લ્યો એક સાંઈ......મનવા"

× × ×

'ભૂલ્યાં ભટકો છો બારે, મારા હંસલા, કેમ ઉતરશો પારે !'

સરળ, રસળતી, ભાવવાહી અને માનવીઓને જ્ઞાનમાર્ગના ઉજમાળા પંથે સહજ રીતે જ દોરી જતી આ તેજોમય વાણી સ્પર્શક્ષમ છે એટલી જ અર્થપૂર્ણ પણ છે. દાસી જીવણની શિષ્ય પરંપરામાં પ્રેમસાહેબ અને અરજણ પાસેથી પણ થોડાક જ્ઞાનમાર્ગી કાવ્યધારામાં સ્થાન પામે એવાં ભજનો મળે છે. આમ બહુધા યોગમાર્ગની પરિભાષામાં જ્ઞાનનો માર્ગ ચીંધતી, સત્‌ગુરુનું મહત્ત્વ અને પરબ્રહ્મની ઉપાસનાની પદ્ધતિને વિષયસામગ્રી તરીકે સમાવતી રવિ-ભાણ સંપ્રદાયવી વાણી ગુજરાતી જ્ઞાનમાર્ગી કાવ્યધારાનો એક વિલક્ષણ પ્રવાહ છે. એમાં જ્ઞાનનું તેજ છે, પ્રેમની શીતળતા છે, અને પરબ્રહ્મના અમૃતત્વનો અનુભવ કરાવવાની ક્ષમતા છે. આવા બધા કારણોસર રવિ-ભાણ સંપ્રદાયના સંતોની વાણીનું ઝૂમખું એ મધ્યકાલીન ગુજરાતી જ્ઞાનમાર્ગી કાવ્યકાશની તેજસ્વી નક્ષત્રમાળા છે. એનો પ્રકાશ માનવીને જ્ઞાનમાર્ગ વાળનારો અને પરબ્રહ્મનું દર્શન કરાવનારો છે.

## ૪ : ૩. જ્ઞાનમાર્ગી સંતમત પરંપરા

આ સમયગાળા દરમ્યાન અન્ય જ્ઞાનમાર્ગી સંતોની વાણી જોઈએ તો એમાં પ્રીતમદાસ, મૂળદાસ, નરભેરામ, કાકુ વસહી, ધીરો, જગજીવન, શ્રીદેવ, નિરાંત રણછોડ, ધનદાસ, ભગવાનદાસ, દયાળદાસ, દામોદરાશ્રમ, રત્નો, સચ્ચિદાનંદ, સ્વામીનારાયણ સંપ્રદાયના કવિઓ, ગંગાસતી અને લોયણ ઈત્યાદિને દર્શાવી શકાય.

## પ્રીતમદાસ, મૂળદાસ અને અન્ય

જ્ઞાનમાર્ગી ગીતાકાવ્યોની પરંપરામાં 'જ્ઞાનગીતા' રચનાર પ્રીતમદાસે ગુરુમહિમા, ભક્તિબોધ, વિરહ, તૃષ્ણા અને વૈરાગ્ય વિષયક બહુધા ઉપદેશાત્મક પ્રકારની રચનાઓ રચી છે. વેદાન્તી અને યોગમાર્ગ વિષયક વિગતો પણ એમની રચનાઓમાંથી મળે છે. છપ્પા, સાખીઓ, અને પદોમાં એમની મુખ્ય રચનાઓ સમાવિષ્ટ છે. 'હરિનો મારગ છે શૂરાનો નહિં કાયરનું કામ જોને' રચના તો એમની અત્યંત લોકપ્રિય થયેલી છે. 'જીભલડી રે તને હરિગુણ ગાતાં આવડું આળસ ક્યાંથી' રચના પણ પ્રચલિત છે.

'તેને રૂપ રંગ નહીં', દોષ, નિરાલંબ ભરિયો રે
કહે પ્રીતમ એ ઉનમાન, અખંડ બ્રહ્મ દરિયો રે'

જ્ઞાનમાર્ગી—વૈરાગ્યપ્રેરક, ઉપદેશ બોધાત્મક ભજનોના રચયિતા મૂળદાસ આ ધારાના ઉલ્લેખનીય કવિ છે. એમની 'હરિનામલીલા' 'ગુરુગીતા, ઉપરાંત 'ભગવતગીતા' ઉપરાંત ભાગવતના બીજા સ્કંધનો અનુવાદ વગેરે એમની રચનાઓ છે. એમણે રચેલાં ભજનોમાંથી મહાપંથની વિભાવના દૃષ્ટિગોચર થાય છે. સરળ રસાળતી બાનીમાં ઉપદેશ આપતા ભજનોનો ખૂબ જ પ્રભાવ છે. માનવીઓને વટેમાર્ગું એવું સંબોધન કરીને કહે છે કે 'સત્વરે જાગો, જાગો, વિલંબ ન કરો. મૂળ ધ્યેયને ચૂકીને બીજી વસ્તુઓમાં રાચો નહીં. તમે અહીં કાયમના નિવાસી નથી, તમે પ્રવાસી છો. અને પરમ મુક્તિ માટે નીકળ્યા છો. તે સદાય યાદ રાખજો.'

'જી રે વટાવડા વાટના, વાટે ને ઘાટે રે,
વિલંબ નવ કીજિયે રે,
સપનામાં સૂતા રે જન તમે જાગજો રે,
હાં રે ભાઈ જનમ પદારથ જાય રે

દેહ છે દુર્લભ આ દેવને રે,
હાં રે ભાઈ પૂરણ ભાગ્યે પાય રે...જારે'

નરભેરામ અને કીકુ વસહી પાસેથી થોડી જ્ઞાનમાર્ગી ધારાની રચનાઓ સાંપડે છે. સાદો ભક્તિ–જ્ઞાન–બોધ આ રચનાઓ જેવી જ જગજીવન અને શ્રીદેવની રચનાઓ છે. જ્ઞાનગીતા' અને 'જ્ઞાન-મૂળ' દ્વારા જગજીવને તથા 'હસ્તામલક' અને 'નરબોધ' દ્વારા શ્રીદેવે જ્ઞાનમાર્ગી કાવ્યધારાને વહેતી રાખી છે. ધનદાસ, ભગવાનદાસ, દયાલદાસ, રત્નો, રત્નેશ્વર અને દામોદરાશ્રમે પણ ગીતા અને મહિના પરંપરામાં જ્ઞાનમાર્ગને ગાયો છે. આ ઉપરાંત સચ્ચિદાનંદ નામના કવિની પણ વેદાન્તી, કેવલાદ્વૈતની વિચારધારાને અભિવ્યક્ત કરતી રચનાઓ મળે છે. આ બધા એકંદરે ગૌણ ગણી શકાય એવા કવિઓનું પ્રદાન જ્ઞાનમાર્ગી કાવ્યધારાને વહેતી રાખતું હોઈ એ દષ્ટિએ પણ એનું મહત્ત્વ છે.

### ધીરો, નિરાંત, રણછોડ અને અન્ય

અવળવાણી દ્વારા જ્ઞાનમાર્ગ ચીંધતો ધીરો એની કાફીઓને કારણે વધુ પ્રખ્યાત છે. સાંખ્ય વેદાન્તી, હઠયોગ અને રાજયોગનો પણ ધીરાને અભ્યાસ હતો. 'તરણા ઓથે ડુંગર રે, ડુંગર કોઈ દેખે નહિ' જેવી રચનાઓ વિશેષ લોકપ્રિય છે. પાખંડીઓનો વિરોધ અને જ્ઞાનોપાસના વિષયક વિગતો 'આત્મબોધ' અને 'જ્ઞાનકક્કો'-માંથી મળે છે.

નિવૃત્તિ માર્ગનો ઉપદેશક નિરાંત પણ આ ગાળાનો ઉલ્લેખનીય જ્ઞાનમાર્ગી કવિ છે. જ્ઞાનોપદેશના ભજનો, નામમહિમા, સંતલક્ષણ અને પુરુષપ્રકૃતિ પરિચય ભજનો, કવિત, કુંડળિયા, ઝૂલણા અને સવૈયામાં રજૂ કરેલ છે. ગુરુ મહિમા ગાતાં કહે છે કે 'ગુરુ ગોવિંદ તે ભિન્ન ના જાણું, એક જાણું મન ભાવ્યા રે' સાથો સાથ દંભી ગુરુઓના ઢોંગી જ્ઞાનીવેશને ખુલ્લા પાડતાં કહે છે.

'વ્યાસનો મોટા વેશ ધરી, સમજણ શી કરી ?
આશના પરહરી ઢોંગધારી
માન મોટા કરે, એટલે અનુસરે,
મનમાં ફૂલ્યો ફરે ભુલ ભારી'

બીજી એક રચનામાંથી એમના જ્ઞાની વ્યક્તિત્વનો પરિચય મળી રહે છે.

'જીવનમુક્ત તો જેને કહેવાય છે, એવા પુરુષ પરમાણું
વાણી જુઓ તો વિકાર નહીં, જેમાં ઉઘડયું હીરાનું શાણું
અપાન આવ્રણ ઊડી ગયું રે, વાયુ અખંડિત વહાણું
રહે છે સંસારમાં ને ભિન્ન છે સંસારથી, સમજ્યામાં સાર સમાણું
મરીને જીવે તેનો દેશ એવો જાણજો, નામ સમાન નહી નાણું
નિરાંત સદ્‌ગુરુ કામધેનું કહીએ, દાસને તે જોઈએ દુઝણું,'

મોટેભાગે નરસિંહને અનુસરીને તથા શાંકરવેદાન્ત અને ઉપનિષદને આધારે પોતાનું જ્ઞાન રજુ કરતો રણછોડ આમ તો ભક્તકવિ તરીકેના સ્થાનનો અધિકારી છે, પણ જ્ઞાનમાર્ગી ધારામાં આ સંતનું પ્રદાન ઉલ્ખેનીય કક્ષાનું હોઈને એનો પરિચય મેળવીએ. 'સાર સંસારમાં નામ નારાયણનું કામ પુરણ કરે ભ્રમ ભાગે જે મન ચિંતવે તે હરિ હા ભણે, જો જપે જીવ તો શંક લાગે'.

'મન મળવાનો આંતરો, આડી માયા મેલી
સૌ પોળેથી પાછું ફર્યું, છત તો રહી છેલી'.

આમ જ્ઞાનમાર્ગી કાવ્યધારામાં નરસિંહ પરંપરાનું, શાંકરવેદાન્તનું અને ઉપનિષદનું અનુભવમૂલક ગાન ગાતો રણછોડ એ કારણે જ્ઞાનમાર્ગી કાવ્યધારામાં ઉલ્લેખનીય છે.

આ ઉપરાંત સ્વામીનારાયણ સંપ્રદાયની પરંપરામાં પણ બ્રહ્માનંદ, મુક્તાનંદ, દેવાનંદ, નિષ્કુલાનંદ અને પ્રેમસખી પ્રેમાનંદ જેવા

નંદકવિઓ પોતાની કેટલીક પદ રચનાઓ તથા સાંપ્રદાયિક ગ્રંથો દ્વારા જ્ઞાનમાર્ગી કાવ્યધારામાં સ્થાન પામે છે.

આમાં 'જ્ઞાન કૂંચી ગુરુ ગમસે ગયા તાળા ઉઘડી' અને 'આ તન રંગ પતંગ સરીખો જાતાં વાર ન લાગેજી' જેવી અનેક રચનાઓ દ્વારા બ્રહ્માનંદે જ્ઞાનોપદેશ પ્રસ્તુત કરેલ છે. વૈરાગ્ય તરફનો તેમનો વિશેષ પક્ષપાત ધ્યાનાર્હ છે. ઢોંગી ગુરુનો નિર્દેશ કરીને એનાથી આઘા રહેવાનું પણ તેઓ સૂચવે છે. મુક્તાનંદની 'સતી-ગીતા' મધ્યકાલીન ગીતાકાવ્ય પરંપરામાં ઉલ્લેખનીય બની રહે એ પ્રકારની કૃતિ છે. આ સંપ્રદાયના અન્ય કવિઓએ પણ જ્ઞાનમાર્ગી કાવ્યધારાને અનુરૂપ કૃતિઓ સર્જીને જ્ઞાનમાર્ગી કાવ્યધારાને વહેતી રાખી છે.

ગંગાસતી અને લોયણ પણ આ સમયગાળાની અગત્યની જ્ઞાનમાર્ગી કવયિત્રીઓ છે. મહાપંથની સાધના પદ્ધતિ અને યોગ સાધનાને અનુષંગે પરમતત્ત્વને પામવાનું કહેતી ગંગાસતીની પાનબાઈને ઉદ્દેશીને રચાયેલી જ્ઞાનવાણીમાં નિર્ગુણ બ્રહ્મના સાક્ષાત્કાર માટે યોગની ક્રમિક અવસ્થાઓનું નિરૂપણ છે.

'મનને સ્થિર કરી આવો રે મેદાનમાં ને
મિટાવું સરવે કલેશ રે.'
'મેરુ તો ડગે પણ જેના મનડાં ડગે ને પાનબાઈ
મર રે ભાંગી પડે રે ભરમાંડ રે'
'કુપાત્રની આગળ વસ્તુ ન વાવીએ પાનબાઈ
સમજીને રહીએ ચૂપ
ડાબી ઈંગલાને જમણી પીંગલારે,
રાખવું સ્વરભેદમાં ધ્યાને રે
સૂર્યમાં ખાવું ને ચંદ્રમાં જળ પીવું,
એમ કાયમ લેવું વતમાન રે...'

આમ સંતવાણીમાં જ્ઞાનમાર્ગી પ્રવાહનું દર્શન થાય છે. ગંગાસતી–લોયણ સુધીની વાણીમાં જેનો સતત વિનયોગ થયો છે એ ગુરુમહિમા, અને યોગમાર્ગની પોતપોતાને અભિપ્રેત સાધના પદ્ધતિ.

અઢારમી સદીના આ ત્રિવિધ પ્રવાહે જ્ઞાનમાર્ગી કાવ્યધારા વધુ વેગીલી બની છે. પરંપરાનો–પુરોગામીઓનો પડઘો એમાં વિશેષ સંભળાય છે તો પણ એ તો વિષયસામગ્રી પૂરતો જ, પરંતુ અભિવ્યક્તિ અને અનુભવ તો પોતીકો જ છે. એ રીતે અહીં ગ્રંથો, પંથો અને સંતોની જ્ઞાનમૂલક વિગતો પ્રાપ્ત થાય છે જેનું મધ્યકાલીન ગુજરાતી જ્ઞાનમાર્ગી કાવ્યધારામાં ઘણું જ મહત્ત્વ છે.

## ૫. ઓગણીસમી સદીના પૂર્વાર્ધનો જ્ઞાનમાર્ગી પ્રવાહ

ઓગણીસમી સદીના પૂર્વાર્ધ અર્થાત્ ઈ. સ. ૧૮૫૦ સુધીના સમયગાળાની જ્ઞાનમાર્ગી કાવ્યધારામાં બહુધા પરંપરાનો પ્રતિઘોષ સંભળાય છે. એમ છતાં આ સમયગાળાના કેટલાક મહત્ત્વના કવિઓએ લોકચેતનાને સંસ્કારીને જ્ઞાનમાર્ગે વાળી છે. એમાં બાપુસાહેબ ગાયકવાડ, ભોજો, માંડો ઢાઢી, લીરલબાઈ, સરવણ કાપડી તીલકદાસ, અખૈયો, નિરાંતની શિષ્ય પરંપરા, મુસ્લીમ સંતોની પરંપરા, તથા કાનપરી, ડુંગરપરી, ભવાનીદાસ અને દયારામ જેવા મહત્ત્વના કવિઓ છે.

### બાપુસાહેબ ગાયકવાડ અને ભોજો

નિરાંત અને ધીરાના શિષ્ય બાપુસાહેબ ગાયકવાડે રચેલ ગરબીઓ, પદો, ભજનો, રાસડા અને કાફીઓમાંથી માનવજીવનની ક્ષણભંગુરતા, સંતના લક્ષણો, ગુરુમહિમા યોગસિદ્ધિ અને એના પરિણામો જેવા વિષયો દષ્ટિગોચર થાય છે.

'પરથમ સદ્‌ગુરુનો સતસંગ સાચો, બીજો જે કરો તે કાચો
હરિનામ ભુલ્યા એ જ પડયો ખાંચો, માટે તમે સદ્‌ગુરુને
નિશદિન જાચો.'

ચાબખા, પદો અને ભજનો દ્વારા કટાક્ષથી માનવીઓને એની મર્યાદાઓનું ભાન કરાવીને જ્ઞાનમાર્ગ તરફ વાળતો ભોજો જ્ઞાનમાર્ગી કાવ્યધારાનો મહત્ત્વનો કવિ છે. એની વાણીમાં જ્ઞાન ઉપદેશ, માયાનું પ્રાબલ્ય, જીવની મૂઢતા, આત્માનુભવ અને બ્રહ્મની સર્વવ્યાપકતા જેવા વિષયો છે.

'જ્યાં લગી કલ્પના ત્યાં લગી જીવ છે, સંશય છૂટે ત્યારે
શિવ કાવે
ધ્યેયને ધ્યાતા વિના ધ્યાન જો પ્રગટે તો, સોહં સ્વરૂપમાં
જઈને સમાવે'

× × ×

"હરિજન હોય તેણે હેત ઘણું રાખવું નિજનામ
ગ્રહીને નિર્માન રહેવું
ત્રિવિધના તાપ ને જાપ જરણા કરી, પરહરી
પાપ રામનામ લેવું."

× × ×

'ભજન કરો તો ભય માટે, સંત શબ્દ ધરજો કાન
અમર દેવને આરાધી લેજો, સમજ સદ્‌ગુરુની શાન,

× × ×

'પ્રાણિયા ભજી લેને કિરતાર, આ તો સ્વપ્નું સંસાર,' આખાબોલા અને ચાબખા વીંઝનાર તરીકે પંકાયેલો ભોજો આમ ગુજરાતી જ્ઞાનમાર્ગી કાવ્યધારાને સમૃદ્ધ બનાવે છે.

## મીરાં દાદી અને અન્ય

પ્રેમલક્ષણા ભક્તિ અને જ્ઞાનમાર્ગના પદોના રચયિતા મીરાં દાદીની હજારેક રચનાઓમાંથી કેટલીક રચનાઓ અનુભવમૂલક અર્થઘટનને કારણે ગુજરાતી જ્ઞાનમાર્ગી કાવ્યધારામાં મહત્વની છે. એમના ઘોળ, ધાળ અને આરતીમાં પણ આખરે મહિમા તો જ્ઞાનનો છે. 'હરિ વેણુ વાય છે રે હો વનમાં' નામના અત્યંત લોકપ્રિય ઘોળ-કીર્તનમાં આખરે મહિમા તો જ્ઞાનમાર્ગનો કર્યો છે. રવિસાહેબને ઉદ્દેશીને રચેલ ભજન 'બંસરી વાગી રહી રે આ વનમાં'માં શરીરમાં જ બ્રહ્મતત્ત્વ છે અને એની ઉપાસના તરફ વળવાનું સૂચન છે. સરળ ભાષામાં યોગ સાધનાનો ઉપદેશ, વૈરાગ્ય-પ્રાપ્તિ માટે સૂચન અને જ્ઞાનોપાસના તરફ દોરી જવાની મીરાંની શક્તિનું અહીંયા દર્શન થાય છે.

> 'સુરતા લાગી રે એની ભ્રમણાઓ ભાંગી
> જેમણે સંત સુજાણ, સોહાગણ્યું એની.
> નટડાએ ખેલ રચ્યો જ્યારે મેદાનમાં
> દોર વિના રે દુજી નજરે ન આવે......એની...'

આમ માનવીઓને જ્ઞાનમાર્ગે વાળવા માટે અનેક ઉદાહરણો અને પ્રસંગોને અનુષંગે ઉપદેશ આપતો મીરાં ગુજરાતી જ્ઞાનમાર્ગી કાવ્યધારાને બહેતી રાખનારો કવિ છે.

લાંરસબાઈ, સરવણ કાપડી, તિલકદાસ અને અખોવાની કેટલીક જ્ઞાનમાર્ગી રચનાઓ યોગસાધના તરફ વળવાનો ઉપદેશ આપતી હોઈ આ ધારામાં સમાવિષ્ટ થઈ શકે એ કક્ષાની છે. એમનો પોતાનો અનુભવ યોગની પરિભાષામાં પરંપરાનુસાર વર્ણવે છે. અખોવા કહે છે કે 'મનને મારીને મેદા કરીએ, કાંઈક કાંઈક

જરણાં ધરીએ'. આમ મન જે કુણું મેંદા જેવું થાય તો જ સાધના શક્ય છે. એવું આલેખીને મનને મારવાનું ધીરજથી સાધનાપંથે આગળને આગળ વધતા જ રહેવાનું સૂચવી જાય છે.

નિરાંતની શિષ્ય પરંપરામાં દયાળદાસ, કહાનદાસ, મંછારામ, દોલતરામ, ગોવિંદરામ ગણપતરામ, શ્યામદાસ, ધરમગિરિ, અને નારાયણગિરિએ પણ વધતે ઓછે અંશે જ્ઞાનમાર્ગી કવિતા રચી હોઈ એમનો ઉલ્લેખ પણ આ ધારામાં કરવો જોઈએ.

મુસ્લીમ સંત પરંપરાના મામદશા, વિલાયત, સાંયવલી. અને નાનકશાના પ્રદાનનો પણ મધ્યકાલીન ગુજરાતી જ્ઞાનમાર્ગી કાવ્યધારામાં સમાવેશ થઈ શકે એ કોટિનું એમનું પ્રદાન છે. કાનપરી, ડુંગરપરી, દેવળદે, લખમો માળી, અને ભવાનીદાસે પણ આ પ્રકારની રચનાઓ રચી છે. આ બધા કવિઓ બહુધા સાદી ભાષામાં સરળ રીતે માનવીઓને ક્ષણભંગુર વસ્તુઓ પાછળ ન દોડતા રહીને પરમતત્ત્વની ઉપસનામાં સ્થિર હોવાનું સૂચવે છે, અહંકાર, વાસના આદિના કમાડથી સુવર્ણ જેવી નિર્મળ અને તેજસ્વી કાયા બંધ જ્ઞાન રૂપી કૂંચીથી ઉઘાડીને અર્થાત્ અહંકાર, વાસનાના આવરણ ત્યજવા માટે તત્પર રહેવું જોઈએ–જ્ઞાનોપાસના કરવી જોઈએ. મામદશા ગાય છે કે.

'સાવ રે સોનાની કાયા કોટડી રે લોહે જડચા રે કમાડ રે
લાવો રે કૂંચીયું રે તાળા ખોલીએ રે, ખોલનહારો હુંશિયાર રે'

આમ જ્ઞાનમાર્ગી કાવ્યધારાને સતત વહેતી રાખવા પોતાનું પ્રદાન કરી ગયેલા આ ગાળાના જ્ઞાનમાર્ગી કવિઓ માનવ ઉત્કર્ષ માટે મથતા રહીને જગતને સાત્વિક જ્ઞાનમય પ્રકાશથી અજવાળવાની કામગીરી કરતા રહીને મનુષ્યને કેવા પ્રકારની પ્રવૃત્તિમાં રહેવું એનો આદર્શ પણ પૂરો પાડે છે. નિરૂદ્દશ ઉપદેશઆપતા આ

સંતોનું જ્ઞાન પુસ્તકો કે શાસ્ત્રોમાંથી નહીં પણ પંડમાંથી–સ્વાનુભવમાંથી–પ્રગટ્યું હોઈ એ વિશેષ પ્રભાવક નીવડ્યું હોય એ સ્વાભાવિક છે.

દયારામ

જ્ઞાનમાર્ગી કાવ્યધારાની પૂર્ણાહુતિમાં દયારામ પાસેથી પ્રાપ્ત થતી દાર્શનિક સાંપ્રદાયિક તત્ત્વદર્શન અને નામસ્મરણ મહિમાના ઉપદેશયુક્ત રચનાઓનો અભ્યાસ કરીએ. ૧૦૯ પદની આખ્યાન સ્વરૂપની અને સામેરી રાગમાં રચાયેલી 'રસિકવલ્લભ' કૃતિમાં અખાના શાંકર વેદાન્તનું ખંડન કરીને પુષ્ટિમાર્ગનું મંડન કર્યું છે. શાંકર વેદાન્તની દલીલોને શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તોને અનુરૂપ દલીલોથી ગુરુશિષ્ય સંવાદ રૂપે ગ્રંથરચના કરી છે. માયાવાદ, બ્રહ્મ, જીવ, જગત અને મોક્ષ જેવા તત્ત્વજ્ઞાનના વિષયોનું સાંપ્રદાયિક મહત્ત્વ અહીંથી પ્રાપ્ત થાય છે. એ કહે છે કે ભક્તિ વિના જ્ઞાન અને વૈરાગ્ય નિરર્થક છે.

'ભક્તિ વિના વંઠયો વૈરાગજી, જો નવ ઉપન્યો હરિ અનુરાગજી'

× × ×

'જે અંશ જેહના હોય તે, તેને ભજે શ્રુતિ ખ્યાત
જે જેહનું તેહને તે ભજે, તવ થાય ચિત્તનિરોધ'

× × ×

'ગુણ અવગુણનું કશું ન કામજી,
ચિત્ત જેહનું જ્યાંહ ત્યાંહ વિરામજી
ભલું પડિયું બાળક રોયજી, મુખ અધમોતમ સહુના જોયજી.'

તદપિ ન ભટક્યા ભાંગે મનનીજી, સઘ શાંતતા મ
જનનીજી... આમ પ્રત્યેક જીવ એના અધિકાર મુજબ ઈશ્વરા.
બનતો હોય છે. અન્ય સ્વરૂપે એ જોડાતો નથી. એને વાળવાનો

અર્થ પણ નથી. એમ દર્શાવીને આખરે દલીલો દ્વારા દયારામ ભક્તિની અનિવાર્યતા દર્શાવીને જ્ઞાન તરફ વાળવા મથતાઓને ઉત્તર આપે છે. એકસોએક ચંદ્રાવળા છંદમાં રચાયેલ 'ભક્તિપોષણ' પણ પ્રભુભક્તિનો મહિમા ગાતી કૃતિ છે. એકસો ત્યાશી કડીની 'પુષ્ટિપથ રહસ્ય' કૃતિ દુહા અને સાવળા છંદમાં છે. અહીં પણ પુષ્ટિ પંથના સિદ્ધાન્તોનું સમર્થન છે.

ગુરુભક્તિનો મહિમા દર્શાવતો દયારામ તાત્વિક સિદ્ધાન્તોને લોકોને સમજાય એ રીતે નિરૂપતો હેઈ જ્ઞાનમાર્ગી કાવ્યધારામાં સ્થાન પામે છે. 'શુદ્ધાદ્વૈત મંડનનો ગરબો' અને બીજા પદો, કીર્તનો ભક્તિજ્ઞાનને વર્ણવે છે. પરંતુ દયારામ ખંડનાત્મક રીતે જ્ઞાનની ભૂમિકાને આલેખતો હોઈ એમાં પ્રવાહિતા, સરળતા અને નરી જ્ઞાનોપાસના દષ્ટિગોચર થતી નથી.

* * *

મધ્યકાલીન ગુજરાતી જ્ઞાનમાર્ગી કવિતાને ખરાં અર્થમાં મૂલવવાના આજ સુધીમાં આપણે ત્યાં ત્રણેક તબક્કે પ્રયત્નો થયા જણાય છે. એ પ્રયત્નોનો આછો પરિચય પ્રસ્તુત કરીને પછી મધ્ય-કાલીન ગુજરાતી જ્ઞાનમાર્ગી કવિતામાં સાહિત્યતત્ત્વની દષ્ટિએ ગુણવત્તા ધરાવતા જણાયેલા પાસાઓનો નિર્દેશ કરીને આ અભ્યાસ પૂર્ણ કરીશું.

૧. 'સોરઠી સંતવાણી' (પ્ર.આ. ૧૪૯૭, પુ. મુ. ૧૯૭૨)માં ઝવેરચંદ મેઘાણીએ સૌરાષ્ટ્રના સોરઠ વિસ્તારના મહત્વના અનુ-ભવવાદી સંતકવિઓની જ્ઞાનવાણીને ૧. ધણી–ધર,તી ૨. ભક્તિનો માર્ગ, ૩. નવધાભક્તિ, ૪. સતગુરુ, ૫. માનવઅવતાર, ૬. પ્રેમ-લક્ષણભક્તિ જેવા ખંડોમાં વિભાજીત કરીને પ્રસ્તુત કરેલ છે. આ ૧૦૪ જેટલા ભજનોના અર્થઘટનો અને એમાં રહેલા જ્ઞાન-માર્ગનો–સાધના પદ્ધતિનો–પરિચય પણ કરાવ્યો છે. આરંભે ૭૬

('મિસ્ટીકલ') હતો. પણ ઉપનિષદોનો રહસ્યવાદ, આ મધ્યયુગી ગૂઢાર્થવાદથી વિભિન્ન હતો. કારણ કે પ્રથમ કહ્યો તે તો પ્રાચીન દ્રષ્ટાઓના તત્ત્વચિંતનનો જ એક જળ–તરંગ હતો, જ્યારે બીજો કહ્યો તે પાવિત્ર્યે અને ભક્તિએ ભરપૂર હૈયાની નૈસર્ગિક નિષ્પત્તિરૂપ હતો. પાપ અને સંતાપની સમાનતામાંથી એ પ્રભવ્યો હતો અને દિવ્યતત્ત્વમાં વ્યવહારુ અદાથી ઓતપ્રોત થઈ જવાની આરઝૂમાંથી એ ઉદ્‌ભવેલો હતો. ઉપનિષદનો હતો નિસર્ગપ્રેરિત તાત્ત્વિક રહસ્યવાદ. મધ્યયુગનો હતો આચારનિષ્ટ ભક્તિપ્રધાન રહસ્યવાદ. ઉપનિષદના રહસ્યવાદમાં વિલક્ષણ તરંગો, અજબ કલ્પનો તેમજ સત્ તત્ત્વના વિશેનાં બેધડક વિધાનો અસંગત નહોતાં; જ્યારે મધ્યકાલીન રહસ્યવાદ એ તો દાર્શનિક ખૂલાસાઓને તેમજ કલ્પનોને, સત તત્ત્વના વ્યવહારુ ગ્રહણની બાબતમાં, નિરર્થક ગણીને તુચ્છાકારનારો હતો. ઉપનિષદોનો રહસ્યવાદ એ તો જનતાના કોલાહલથી વેગળા, મઠોમાં વસનારાં માણસોનો, જેમને સોબત તો કોઈક પોતાના શિષ્યોની જ સાંપડતી તેમનો હતો; જ્યારે મધ્યકાલીન રહસ્યવાદ તો માનવ-જાતિની આચારનિષ્ઠ ઉન્નતિમાં ઓતપ્રોત બનનારો રહસ્યવાદ હતો, અને સાધકનો પોતાનો આત્મિક વિકાસ એ એનો પાયો હતો. ઉપનિ-ષદોની શોધક, માનવીની વચ્ચે, એની આત્મિક અવસ્થાના ઉદ્ધાર કાર્યને માટે ઈરાદાપૂર્વક અગ્રસર બનવા સારુ આવતો નહિ; જ્યારે મધ્ય-કાલીન સાધકનું કાર્ય તો જનસામાન્યની અંદર, પાપાત્માઓ, સ્ત્રીઓ અને અસ્પૃશ્યોની અંદર–આત્મિક જીવનની થોડી પણ ખેવના કરનારાં, એ જીવનને વિશે ભ્રામક વિચારમાં પડેલાં અને ભલે ને અલ્પાંશે પણ જેઓ સંતને ઓળખવાને ઉત્સુક હતાં તેવાં માનવોની અંદર ભેળવાવાનું હતું. ટૂંકમાં એમ કહી શકાય કે ઉપનિદના રહસ્યવાદમાથી જ્યારે આપણે મધ્યકાલીન રહસ્યવાદ તરફ વળીએ છીએ, ત્યારે આત્મિક જીવન આપણને મઠોની

દીવાલોમાંથી બહાર નીકળીને ચૌટામાં બેઠેલું દેખાય છે.''[૪]

ત્યાર પછી હિન્દી વિદ્વાનો સર્વશ્રી રામચંદ્ર શુક્લ, હજારી પ્રસાદ દ્વિવેદી અને ગ્રિયર્સન વગેરેની આ જ્ઞાનવાદના પ્રભાવ વિષયક ચર્ચાનો સાર રજુ કરેલ છે. એ રીતે મેઘાણી બન્ને પક્ષના વાદ-પ્રતિવાદ મૂકી આપીને પોતાને અભિપ્રેત મંતવ્યોની પછીતનો વિશેષ તર્ક અને એ માટેના સમર્થન રૂપ વિધાનો ઉદાહૃત કરીને પોતાનું દષ્ટિબિંદુ તર્કબદ્ધ રીતે પ્રસ્તુત કરે છે.

તેમણે જ્ઞાનમાર્ગી કાવ્યધારાના સ્વરૂપનો પરિચય ગુજરાતી જ્ઞાનમાર્ગી સંતવાણીને કેન્દ્રમાં રાખીને દર્શાવ્યો છે, એ કારણે તળની જ્ઞાનમાર્ગી વિભાવના ખરા અર્થમાં પ્રાપ્ત થઈ છે. તેમણે રવિ-સાહેબની એક રચનાને કેન્દ્રમાં રાખીને જણાવ્યું છે તે જોઈએ.

"કાયાના ઘડનારને તમે ઓળખો
રામજીને બનાવ્યા પવન-ચરખો."

પવનના ચરખા આ દેહને જિયાં જુઓ તિયાં ચરખો કહી, રવિદાસ અભેદનું દર્શન કરે છે : એ દેહના દેવળે દેવળે રામ પોતે જ દોંકારા દે છે. જ્યોતિ જલે છે-પણ કયાં ? ધૂડના ઢગલામાં : ધૂડનો ઢગો નથી તો બીજું શું છે આ દેહડી ! કાળા તમસમય દિલનો અંધકાર એ જ્યોતિએ માટે છે. પણ નિજાત્મ-જ્યોતને અજવાળે જેને અગમ સ્વરૂપ ન સૂઝ્યા, તે માનવીને, 'એના ઘરનો'-એ અખંડધણીના ગામનો પત્તો ન લાધ્યો.'

તો શું આ બધો ભજનજંજાળ એ કેવલ શૂન-શિખરના અલખ-અખાડામાં, ગગનમંડળના ગોપિનમાં અને જલત જ્યોતમાં જ ઘૂમતો કોઈ ધુમ્મસના બાચકાં ભરતો વાણીવ્યાપાર હતો ? નહિ, એના પગ ધરતી પર ઠરાયા હતા. દષ્ટિસમીપના વાસ્તવની એને મજબૂત પકડ હતી. જૂઠ, પાખંડ અને 'પ્રતિમાવાદનાં હદ છાંડી ગયેલા

અજ્ઞાનબંધ પર એ જ બીજચંદ્રની રાત્રિએ ભજન-ભડાકા અફળાય છે એ વાણી સાંભળતાં પ્રશ્ન થાય છે કે આધુનિક કયો સુધારક આથી વધુ ચોટદાર પ્રહાર મૂર્તિપૂજાના અતિરેક પર કરી શકયો હોત ?

એ જી, મનષા માયલી જી રે,
ગોરખ, જાગતા નર સેવીયે.
જાગતા નર સેવીયે
તું ને મળે નિરંજન દેવ.—મનષા૦

*

પથર પૂંજયે હર મિલે તો
મેં ભી પૂજું પ્હાડ જી.
ઓહી પ્હાડકી ચકી બનત હે
પીસ પીસ જગ ખાત.—મનષા૦

*

માલણ લાવી ફૂલડાં એ
ધર્યાં હરિની પાસ જી
એ દેવમાં જી સાચ હોય તો
કેમ ન આવે વાસ.—મનષા૦

'હે મારી અંતરવાસિની મનીષા ! મૂર્તિને નહિ, પણ જાગતા નરને સેવીએ, તો જ તને નિરંજન દેવ મળશે. પથ્થરની પ્રતિમામાં જો પ્રભુ હોય તો તો હું સારાય પહાડ પૂજવા તત્પર છું. પણ એ પહાડમાંથી તો ઘંટી બને છે, જેમાં અનાજ પીસી પીસીને જગત રોટી જમે છે. એ પથ્થરમાં જો પ્રાણ હોત તો પોતાની છાતી પર પગ મૂકી પ્રતિમા ઘડનારા શિલ્પીને જ એ દેવ ભક્ષી ન જાત ! એમાં દેવત્વ હોત તો એને ધરાતાં ફૂલોની સુવાસ કાં ન આવત ?

મૂર્તિપૂજાની આવી વેધક વિડંબના નાથ–સંપ્રદાયનાં છેલ્લા જ્યવિધાયક અને લોકસંત ગોરખનાથે ઉડાવી. પણ ભજન–વાણી એકદેશીય નથી. આ ગોરખ આ દેવાયત, આ રવિ, મોરાર, જેઠીરામ, લાખો લોયણ, એ કેવળ નિરનિરાળી વ્યક્તિઓ નથી. તેમનાં ભજનો એ નોખનોખા વાદ વચ્ચે વિતંડા માંડતી કૃતિઓ નથી. તેમની વાણીનું એક સમુચ્ચય–સ્વરૂપ છે. એ શબ્દોમાં સમષ્ટિનાં આત્મ–મંથનો સાકાર બન્યાં છે. મહાવૃક્ષની જૂજવી ડાળીઓ, સર્જનહારનાં સ્તોત્રો : ગુરુશરણાગતિનાં અને ગુરુપ્રશસ્તિનાં પદો : ગુરુવિરહ અને પ્રભુવિરહના પ્રેમલક્ષણાત્મક ભક્તિપુકારો : આત્માને ચેતવનારાં ભજનો : મનખાદેહનાં મૂલ્ય દાખવનાં પદો : યોગસાધનાના: વૈરાગ્યનાં બ્રહ્માનંદ–મસ્તીનાં : આગમનાં : અવળવાણીનાં : આખ્યાયિકાઓ : પ્રભાતિયાં : આરાધ : રવેણી : સાવળ : આ તો બધાં એક જ ચૂંદડીના તાણાવાણા છે. એમાંથી ઊઠતો વણાટ ભાતીગળ ભક્તિ–ચૂંદડીનો છે',[૫]

આ તળ ગુજરાતની જ્ઞાનવાણીનું અનુસંધાન ભારતીય જ્ઞાનમાર્ગી વિભાવના સાથે તેમણે જોડી આપીને નિર્દેશ્યું છે. 'ત્યારે શું એ કેવળ મધ્યકાલીન સંતોના બોલનો પડઘો જ લાગે છે ? શું નર્યો અનુકરણયુક્ત શબ્દ–વ્યાપાર લાગે છે ? કે ભોજલ, રવિ નામના આપણા આતમ–ઘાયલ મરમીઓને થયેલો નિજાનુભવ લાગે છે ! અંતસ્થલના સમસંવેદન વગર તો પારકી વાણી પણ પોતાની ભોમમાં ઉતારી શકાતી નથી. પણ આ તો કેવળ પરાનુભવ અથવા પરસંવેદના નથી, આ તો ભાસે છે સ્વકીય 'ગર્ભધારણની સૂક્ષ્મ અર્મગામિતા. ગુજરાતની ભજન–વાણીમાં આત્મવિદ્યાનું સ્વાનુભવયુક્ત મર્મસંવેદન ઝિલાયું છે. એવો મારો દાવો વિશેષ તો પુષ્ટ ત્યારે બને છે, જ્યારે એ વાણીના પદબંધી બોલ મારે શ્રવણે સંગીત–સ્વરૂપે પડે છે. શબ્દ, કાવ્ય અને સંગીતનું એ એકાકાર

રાણીઓ પૂછે છે—

> શાને રે કારણીએ રાજા મૂંડ રે મુંડાવી ને
> શાને કારણ પે'રી કંથા હો જી ?
> શાને કારણીએ રાજા ખપર ધરાયો ને,
> શાને કારણ લીધા ડંડા હો જી ?

તેનો જવાબ ગોપીચંદ વાળે છે—

> મુગતિને કારણ મૈયા, મૂંડતો મુંડાવી ને,
> કાયા ઢાંકણ પે'રી કંથા હો જી.
> વસ્તી માગણકું મૈયા, ખપર ધરાયો ને
> કાળ મારણ લીના ડંડા હો જી.

એ કરતાં અધિકાઅધિક ચમત્કૃતિમય, કાવ્યરસિક અને જ્ઞાનલક્ષી રહસ્યલક્ષી તો આ પ્રશ્નોત્તરી છે'.[6]

આમ મેઘાણીનું પ્રદાન જ્ઞાનમાર્ગી કાવ્યધારાના સ્વરૂપની આલોચના તથા એ મતના બળકટ ઉદાહરણવાળા ભજનોને કારણે અત્યંત મહત્ત્વનું છે.

૨. 'સંત કેરી વાણી' (પ્ર.આ. ૧૯૭૦)માં મકરંદ દવેએ ૪૫ જેટલા જ્ઞાનમાર્ગી સંતોના કુલ ૧૦૬ જેટલાં પદો-ભજનો પ્રસ્તુત કર્યાં છે. મહત્ત્વની રચનાઓના અર્થઘટનો પણ આપ્યા છે. અહીં અનુક્રમમાં ભજનશીર્ષકની સામે એના કર્તાનો નિર્દેશ નથી, ઉપરાંત ભજનશીર્ષકને અનુક્રમ નંબર અપાયા નથી. પ્રારંભે 'તરવેણીને તીરે' નામના ૭૬ પૃષ્ઠના પ્રવેશકમાં જ્ઞાનમાર્ગી વિભાવનાના મેઘાણીએ નહીં નોંધેલા એવા પ્રાચીન ભારતીય સંદર્ભો નોંધીને પછી શાંતિનિકેતનના અધ્યાપિકા શ્રીમતી લીલા રાયના 'ધ ગ્રે ઑફ લઈફ' લેખમાંનાં બાઉલનો પરિચય પ્રસ્તુત કરીને આપણા સંતો સાથેની

વાણી સાથેનું તેમનું સામ્ય દર્શાવી આપીને વિવિધ રૂપોમાંથી પ્રગટતી ભારતીય દર્શનમાં રહેલી એકતાનો પરિચય રજુ કરેલ છે.

મહત્ત્વના સંપ્રદાયની સાધનાપદ્ધતિ અને જ્ઞાનવિભાવના પણ અહીં દર્શાવાઈ છે. તેઓ આ જ્ઞાનમાર્ગી કવિઓ કેવા સમયે કઈ રીતે પ્રસ્તુત બન્યા એ અંગે નોંધતા કહે છે :

'આપણા સમાજ–વૃક્ષનાં મૂળિયાં ઢીલાંપોચાં બની ગયાં હતાં. વિકૃતિના કીડાઓ એને ખાઈ રહ્યા હતા. પોથાં પંડયાઓ લોકોને કાગળમાં ચીતરેલું કલ્પવૃક્ષ બતાવી ઊગરી જવાનો આદેશ આપતા હતા. ત્યારે નાથયોગીઓએ સજબૂત હાથે આ સમાજવૃક્ષનાં મૂળિયાં ઊંડા ધરબી દીધાં. ખદબદતા કીડાઓને ખોદી કાઢયા. વૃક્ષને ફરી ટટ્ટાર કર્યું. પણ ધરતીના અમીરસને અભાવે એ જ્યારે મુરઝાવા માંડયું ત્યારે આવ્યા સંતો. હૈયાની હેલ ભરી ભરીને આષાઢી મેઘની જેમ તેઓ ઊમટી પડયા. જોગીના રાખધૂમાડાથી ઝાંખા ઝપટ થયેલા આંબાને તેમણે અનગળ હેતથી નવરાવ્યો, ધોવરાવ્યો. પાંદ પાછાં ચળક ચળક પ્રકાશી ઊઠયાં. સંતોએ અમર ઘેરથી ઘડા મગાવીને મૂળને સીંચ્યું. આંબો પાછો મ્હોરી ઉઠયો લૂંબેઝૂંબે લચી પડયો[૭]...'......આપણો સમય અંધારે ઝોલાં ખાતો હતો ત્યારે પોત-પોતાની રીતે તેમણે ઊજળા જીવનની મશાલો ચેતાવી હતી. અને જેને જ્યાંથી દિલની લાગી જાય ત્યાંથી સંસાર તરી જવાનો આરો બતાવી આપ્યો હતો. ડાડા મેકરણ કહે છે તેમ :

'મું ભાયો તડ હિકડો, પણ તડ લખ્ખ હજાર,
જુડો જેઆં લગ્ગેઆ, સે તરી થેઆ પાર.'

મેં માન્યું હતું કે માનવીને તરવા માટે એક જ આરો છે. પણ એવા તો હજારો લાખો કિનારાઓ અનુભવને અંતે નજરે આવ્યા. જેને જ્યાંથી લાગી ગઈ ત્યાંથી તરીને તે પાર ઊતાર્યા છે...'[૮]

'...વૈદિક ઋષિ આરાધનું ભજન ઉપાડે ત્યારે 'ત્રાતારમ્ ઈન્દ્રમ્'–તારણહાર ઈંદ્રને પુકારે તો આજનો ભજનિક બોલી ઊઠે, 'રામાપીર, વારું કરજો વેલી !' આ બંને વચ્ચે જુગના જુગનું અંતર હોવા છતાં તેમને કંઠેથી એક જ સનાતન માનવીની આરજુ કેવી ચાલી આવે છે ! આ ભજનોમાં ભાષા અને ભગવદ્–સ્વરૂપના તમામ ભેદને મિટાવીને જાણે કેવળ પ્રેમની, લગનીની, ન્યોચ્છાવરીની નિષ્કલંક ધારા માનવહૃદયમાં મોજાં ઉછાળતો આવે છે. અનેક નામે, રૂપે કે અલક્ષ્ય ભાવનાએ પેલા પરમને ચરણે લઈ જતા મૂળ મંત્રને ભજનિક સંતોએ જીવતો રાખ્યો છે. આદિકાળે ઊઠેલો 'ત્રાતારમ્ ઈન્દ્રમ્'નો જયઘોષ આજે પણ શમ્યો નથી, આપણા દિલની ભ્રમણાને ભાંગતો, આપણા અંતરની દરિદ્રતાને મિટાવતો એ ગગનમાં અખંડ ગાજે છે ને ઝગહળતી જ્યોતિ પાથરે છે. આપણા મરજીવા સંતોની વાણી સાથે આપણાં જીવતરમાં એની ધૂન મચાવીએ અને આનંદલોકમાં તરતા થઈ જઈએ.'[૯]

'આ રીતે મેઘાણી પછી મકરન્દભાઈનું પ્રદાન પણ મધ્યકાલીન ગુજરાતી જ્ઞાનમાર્ગી કવિતાની સૈદ્ધાન્તિક પીઠિકા બાંધી આપનારું અને એનો ભારતીય સંદર્ભ જોડી આપનારું હોઈ એનું મહત્ત્વ પણ ઘણું છે. બીજા તબક્કામાં અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, સુભાષ દવે અને ભુપેન્દ્ર બાલકૃષ્ણ ત્રિવેદીના કામને નિર્દેશી શકાય.

૩. 'સંદર્ભ' (૧૯૭૫), (સંપાદક : ચિમનલાલ ત્રિવેદી, જયંત કોઠારી)માં અનિરુદ્ધ બ્રહ્મભટ્ટનો 'મધ્યકાલીન ગુજરાતી જ્ઞાનમાર્ગી કાવ્યધારા' નામે નિબંધ પ્રકાશિત છે. અહીં જ્ઞાનમાર્ગી કાવ્યસ્વરૂપોને નજર સમક્ષ રાખીને ગુજરાતી જ્ઞાનમાર્ગી કવિતાનું મૂલ્યાંકન છે. જ્ઞાનમાર્ગી તત્ત્વમીમાંસા પણ અહીં ટૂંકમાં દર્શાવી છે. એ બન્ને કારણે આ અભ્યાસ લેખનું મહત્ત્વ છે.

૪. ગુજરાતી સાહિત્યનો ઈતિહાસ ખંડ-૨ (૧૯૮૬)માં અખાના પુરોગામી 'જ્ઞાનમાર્ગી કવિઓ '(પૃ.-૩૫૭-૩૭૧) શીર્ષકથી ડૉ. સુભાષ દવેએ જ્ઞાનમાર્ગી કવિતાની ભૂમિકા પ્રસ્તુત કરીને અખા પૂર્વેના આઠેક જેટલાં મહત્વના કવિઓના પ્રદાનના જ્ઞાનમાર્ગની આલોચના કરી છે. એ જ ગ્રંથમાં 'આખા પછીની જ્ઞાનમાર્ગી કવિતા' (પૃ. ૪૨૨-૪૩૮) શીર્ષકથી ભુપેન્દ્ર બાલકૃષ્ણ ત્રિવેદીએ જ્ઞાનમાર્ગી કવિતાની ભૂમિકા તથા મહત્વના પંદરેક જેટલાં જ્ઞાનમાર્ગી કવિઓના પ્રદાનના સ્વરૂપને વિગતે સમજાવીને પછી એમાંથી પ્રગટતા કવિકર્મની નોંધ પણ પ્રસ્તુત કરી છે. આ બન્ને સ્વાધ્યાય ઐતિહાસિક પરિપ્રેક્ષ્યથી મધ્યકાલીન સર્જકોના સંદર્ભે થયેલા છે. જ્યારે મેઘાણી અને મકરંદ દવેનો સ્વાધ્યાય સંત સર્જકો સંદર્ભે થયેલો છે. આ સમયગાળા દરમ્યાન આ બધા ઐતિહાસિક સંદર્ભો અને અર્થઘટનોને નોંધતો મધ્યકાલીન ગુજરાતી જ્ઞાનમાર્ગી કવિતા વિશે ભુપેન્દ્ર મિસ્ત્રીનો એક લેખ ડૉ. મફત ઓઝા સંપાદિત 'અઢાર સાહિત્યિક નિબંધો'(૧૯૮૨ ના ગ્રંથમાં પ્રકાશિત છે. આ ઉપરાંત જયંતિલાલ આચાર્ય દ્વારા ક્ષિતિમોહન સેનના લેખોના અનુવાદો તથા 'મરમી સંતોનું દર્શન' અને બીજા પણ આ વિષયના ગ્રંથો પ્રકાશિત થયેલ છે; પરંતુ એ કામ તથા ડૉ. રાજેન્દ્રસિંહ રાયજાદાના ગ્રંથ 'રહસ્યવાદ' સ્વતંત્ર અભ્યાસ-સ્વાધ્યાય માંગી લે એ કક્ષાના છે.

૫. ત્રીજા તબક્કામાં મધ્યકાલીન જ્ઞાનમાર્ગી કવિતા વિષયે મહત્વનું કાર્ય ડૉ. સુરેશ જોષીનું છે. વિગતપ્રચૂર્ય, ઊંડાણ અને એમના વ્યાપક અધ્યયનનો પરિચય કરાવતા ચાર ગ્રંથો પ્રકાશિત છે.

૧. 'જ્ઞાન ગંગોદક' અનુભવાનંદના પદો (૧૯૭૭)
૨. 'મધ્યકાલીન જ્ઞાનમાર્ગી કાવ્યધારાની ભૂમિકા' (૧૯૭૮)
૩. નરહરિ કૃત જ્ઞાનગીતા (૧૯૭૯)
૪. વસ્તાનાં પદો (૧૯૮૩)

૫:૧. 'જ્ઞાન ગંગોદક'માં પ્રારંભે અનુભવાનંદના જીવનને અને હવનના વિશિષ્ટરૂપના જ્ઞાનમાર્ગી પાસાંને સમજાવતા ૨૭ પૃષ્ઠના લેખમાંથી અનુભવાનંદની જ્ઞાનમાર્ગી વિભાવનાનો પરિચય મળે છે પછી ૧૧૯ પદો મુદ્રિત થયેલાં છે. છેલ્લે જ્ઞાનમાર્ગી ધારાની સોળેક જેટલી પારિભાષિક સંજ્ઞાઓ સમજાવી છે

સુરેશભાઈના આ સંપાદનમાં અનુક્રમણિકા ન હોઈને તથા ઉપોદ્ઘાતને પૃષ્ઠનંબર જ ન અપાયા હોઈને સંપાદનમાંના સંદર્ભો નોંધવામાં ઘણી પ્રતિકૂળતા રહે છે. પદચ્છેદ પણ ઘણી જગ્યાએ ખોટી રીતે થયા છે. વાચના માટે કોઈ હસ્તપ્રતનો આધાર લેવાયો છે કે કયા મુદ્રિત પાઠનો આધાર લેવાયો છે? એની કોઈ જ સ્પષ્ટતા નથી. પારિભાષિક સંજ્ઞાઓ વિષયક સમજૂતિ માટે કયા ગ્રંથોનો આધાર લેવાયો છે! એ અંગે પણ કંઈ જ નિર્દેશ નથી. એ કારણે આ સંપાદન અશાસ્ત્રીય જણાય છે. તેમ છતાં ઉપોદ્ઘાત અને પારિભાષિક સંજ્ઞાઓ વિષયક સામગ્રી ઘણી જ મૂલ્યવાન છે, પરંતુ સંદર્ભો ન હોવાને કારણે મૂળ સુધી પહોંચવની અપેક્ષા સંતોષાતી નથી.

૫:૨. 'મધ્યકાલીન જ્ઞાનમાર્ગી કાવ્યધારાની ભૂમિકા'માં પણ અનુક્રમણિકા નથી, અને પ્રકરણોને ક્રમ પણ અપાયેલ નથી, પરંતુ સમગ્ર ગ્રંથનો અભ્યાસ કરતા ખ્યાલ આવે છે કે અહીં ભારતીય મધ્યકાલીન જ્ઞાનમાર્ગી કવિતાના ઐતિહાસિક સંદર્ભનો પરિચય પ્રસ્તુત થયેલ છે.

પ્રથમ પ્રકરણમાં જ્ઞાનમાર્ગી પરંપરાની ઐતિહાસિક સમાલોચના છે. પછીના ત્રણ પ્રકરણોમાં વેદ અને જ્ઞાનમાર્ગી ધારા તથા બ્રાહ્મણ ગ્રંથો, ઉપનીષદો અને આરણ્યકોમાં તથા ભગવતગીતામાં જ્યાં-જ્યાં આ ધારના બીજ દૃષ્ટિગોચર થાય છે એની

ઉદાહરણો સહિત વિગતો મૂકાઈ છે. અંતિમ ૧૩માં પ્રકરણમાં મધ્યયુગીન સંતસાધનાનો પરિચય અપાયો છે વચ્ચેના ૫ થી ૧૨ ક્રમના પ્રકરણોમાં મહાયાન, વજ્રયાન, સહજયાન, કાલચક્રયાન, બૌદ્ધદર્શન ચર્યાગાન, પાહુડદોહા, તંત્ર અને નાથસંપ્રદાયની જ્ઞાનમાર્ગી વિભાવનાનો પરિચય પ્રાપ્ત થાય છે, (અભ્યાસની વ્યવસ્થા ખાતર અહીં પ્રકરણોના ક્રમ આ લેખક દ્વારા અપાયા છે.)

અહીં પણ બધી માહિતીના સંદર્ભો અપાયા ન હોઈને મૂળની વિશેષ સામગ્રી સુધી પહોંચવાનું શકય બનતું નથી. આમ અનુક્રમણિકા, પ્રકરણક્રમ અને સંદર્ભ નિર્દેશ ન મૂકાયાને કારણે સુરેશભાઈના આ ગંભીર સ્વાધ્યાયમાંની શાસ્ત્રીયતાનો અભાવ કોઈ પણ અભ્યાસીને ખૂંચે એ સ્વાભાવિક છે.

**૫ : ૩.** 'નરહરિ કૃત જ્ઞાનગીતા' સંપૂર્ણપણે શાસ્ત્રીય કહી શકાય એવું સંશોધન સંપાદન છે. અહીં પ્રારંભે નરહરિના જીવનની વિગતો તથા પ્રદાનની મહત્તા જ્ઞાનમાર્ગી વિચારધારાના નિરૂપણમાં છે એ વિગતે નોંધ્યું છે. બધે જ પાદટીપ સંદર્ભો મૂકાયા હોઈને આ તારણો શ્રદ્ધેય બની રહે છે. નરહરિ કૃત 'જ્ઞાનગીતા'ની વાચના પ્રાપ્ય ચાર હસ્તપ્રતોને કેન્દ્રમાં રાખીને તૈયાર કરવામાં આવી છે. પાઠભેદ નોંધ્યા છે, તથા અમુક પાઠ શા કારણે પસંદ કર્યા છે એના કારણો પણ નોંધ્યા છે. છેલ્લે 'જ્ઞાનમાર્ગી ધારાના સાહિત્યસ્વરૂપો' અને 'જ્ઞાનમાર્ગી ધારાની કેટલીક પારિભાષિક સંજ્ઞાઓ' એમ બે લેખો પરિશિષ્ટરૂપે મૂકયા છે, અને અંતે મહત્વના શબ્દોના વ્યાકરણરૂપો પણ મૂકયા છે.

આમ આ સંશોધન–સંપાદન અત્યંત શાસ્ત્રીય અને સુરેશભાઈની સૂઝ–શક્તિનું પરિચાયક છે. એમાંથી મધ્યકાલીન ગુજરાતી જ્ઞાનમાર્ગી કાવ્યધારા વિષયક મહત્વની ઘણી બધી વિગતો એકસાથે શ્રદ્ધેય અને શાસ્ત્રીય રીતે સાંપડે છે.

૫ : ૪. 'વસ્તાનાં પદો'માં વસ્તાના ૧૧૦ પદો મુદ્રિત છે. પદો હસ્તપ્રતોને આધારે કે કોઈ મુદ્રિત કૃતિમાંથી પ્રાપ્ત થયા એનો કશો જ નિર્દેશ નથી. શબ્દાર્થો પણ નોંધ્યા નથી. આરંભે વસ્તાના જીવનવિષયક વિગતો અને વસ્તાના પદોનાં તત્ત્વદર્શનનું સ્વરૂપ ચર્ચ્યું છે. આ તત્ત્વદર્શન વિષયક અભ્યાસલેખમાં ઉદાહૃત કરેલાં પદો અને સંપાદનની વાચનામાંના પદોમાં પાઠભેદ દૃષ્ટિગોચર થાય છે. ઉદાહરણ પ્રસ્તુત કરતી વખતે પદનો ક્રમાંક સુરેશભાઈએ પદની સાથે મૂક્યો હોત તો વસ્તાની જ્ઞાનવિભાવનાને વિશદ્ રીતે સમજી શકવાની અનુકૂળતા પ્રાપ્ત થાત. આ કારણે આ સંપાદન પણ શાસ્ત્રીય કક્ષાનું નથી જણાતું.

આ રીતે આ સંપાદનો ('જ્ઞાનગીતા' સિવાયના) મધ્યકાલીન ગુજરાતી સંપાદનના ઈતિહાસમાં સુરેશ જોષીની નબળી કામગીરીના ઉદાહરણો છે. માત્ર 'જ્ઞાનગીતા' અત્યંત ચીવટથી ભર્યું-ભર્યું, વૈજ્ઞાનિક ઢબે સંપાદિત થયેલું સંશોધનમૂલક સંપાદન છે. અન્ય સંપાદનગ્રંથોને સુરેશભાઈની આ વૈજ્ઞાનિક-શાસ્ત્રીય સૂઝ–દૃષ્ટિનો લાભ પ્રાપ્ત થયો જણાતો નથી.

સંપાદન પદ્ધતિ ભલે પુરી શાસ્ત્રીય ન હોય પરંતુ તેમ છતાં ભારતીય જ્ઞાનમાર્ગીધારા અને ગુજરાતી જ્ઞાનમાર્ગી કવિતા વિષયક વિગતપ્રચૂર, ઊંડાણયુક્ત જ્ઞાન અને વ્યાપક-વિશદરૂપની માહિતી સુરેશભાઈ પાસેથી આ ગ્રંથો દ્વારા પ્રાપ્ત થાય છે એનું પણ મહત્ત્વ તો છે જ.

આમ ઐતિહાસિક પરિપ્રેક્ષ્યથી ઝવેરચંદ મેઘાણી, મકરન્દ દવે, અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, ડૉ. રસિકલાલ દવે, ભૂપેન્દ્ર બાલકૃષ્ણ ત્રિવેદી, ડૉ. ભૂપેન્દ્ર મિસ્ત્રી, (જયંતિલાલ આચાર્ય, ડૉ. રાજેન્દ્રસિંહ રાયજાદા) અને ડૉ. સુરેશ જોષીના પ્રદાનનો પરિચય વિષયસામગ્રી અને અભિવ્યક્તિની પદ્ધતિને અનુષંગે પ્રસ્તુત કર્યો. હવે મધ્યકાલીન

ગુજરાતી, જ્ઞાનમાર્ગી કાવ્યધારામાંથી દૃષ્ટિગોચર થતાં સાહિત્યિક-ઉન્મેષો-ગુણવત્તા ધરાવતા પાસાઓનો નિર્દેશ કરીને આ સ્વાધ્યાય પૂર્ણ કરીએ.

*　　　*　　　*

રૂપક નિરૂપણથી આરંભાયેલ જ્ઞાનનો મહિમા ખંડન-મંડનમાં પૂર્ણાહુતિ પામે છે. આ જ્ઞાનવાણીના રચયિતાઓ પંડિત નથી, છતાં એ વાણી પંડિતોની જ્ઞાનવિભાવનાને વળોટી જાય તેવી બળવત્તર છે, ગ્રંથો-શાસ્ત્રોમાં નિરૂપાયેલું તત્ત્વજ્ઞાન એ માત્ર પુસ્તકિયું તત્ત્વજ્ઞાન જ નથી પરંતુ જીવનમાં અપનાવીને બીજાને પણ એ અનુભવ તરફ વાળી શકાય એવી, એ શાસ્ત્રજ્ઞાનની શક્તિ છે. એનો ખરો પરિચય જ્ઞાનમાર્ગી કવિઓએ કવ્યરચનાઓ દ્વારા કરાવ્યો છે.

જનસામાન્યને સમજણ આપતી આ જ્ઞાનમાર્ગી કાવ્યધારામાં કલ્પનાનું ઉડ્ડયન નથી પણ આત્માનુભવની સચ્ચાઈનો ઉદ્ગાર છે. આ પ્રામાણિક ઉદ્ગાર અપરોક્ષાનુભૂતિ, પરિચિત દૃષ્ટાંતો, ઉદાહરણો, ઉપમા, રૂપક, નિદર્શના; પ્રાસાનુપ્રાસ, વર્ણસગાઈ, યમકસાંકળી તેમજ જનસમાજમાં વ્યાપક રીતે રૂઢ થયેલ કહેવતો, રૂઢિપ્રયોગો અને શબ્દોના દૃષ્ટિપૂત વિનિયોગને કારણે રસપૂર્ણ અને અર્થપૂર્ણ બની રહે છે. પદબંધમાં અક્ષરમેળ છંદો ઓછા જોવા મળે છે, પરંતુ માત્રામેળ છંદો-ઝૂલણા, મનહર, સવૈયા, દૂહા-સોરઠા, ચોપાઈ અને કુંડળિયા વિશેષ દૃષ્ટિગોચર થાય છે. આમાં પણ યતિભંગ કે માત્રાઓની વધઘટના અનેક ઉદાહરણો જોવા મળે પરંતુ હકીકતે તો આ રચનાઓ આરોહ-અવરોહથી ગાવા માટેની હોઈ શ્રવણપાન વખતે એ છંદોભંગ મર્યાદા ધ્યાનમાં ન આવે એવું બનતું હોય છે. બહુધા આ રચનાઓ કોઈ ઢાળ, તાલ કે લયમાં હોય છે. લોકકંઠે રમતા હોય એવા ઢાળને વિશેષરૂપે ખપમાં લેવામાં આવે છે.

આ રીતે જ્ઞાનમાર્ગી કાવ્યધારાની કલાત્મક અભિવ્યક્તિ રસાળ અને લયાન્વિત છે. એમાં શિષ્ય, કોઈ પાત્ર કે માનવીને ઉદ્દેશીને નિરપાયેક્ષ વેદાન્ત જ્ઞાનનો–ચિંતનનો ભાર ભાવકને વરતાતો નથી. પોતાને અભિપ્રેત મુદ્દો સીધી રીતે વ્યક્ત થતો હોય છે. દયારામમાં ખંડન–મંડન પ્રવેશ્યું એટલે પેલી રસળતી, ભાવવાહી ભાષાનું સૌંદર્ય લુપ્ત થયું. અને એ વ્યાપક પ્રભાવ ન પાડી શકી. પરંતુ જે પદરચનાઓ સોંપો જ્ઞાનોપદેશ પ્રસ્તુત કરે છે એ વિશેષ લોકાદર પામી.

આત્મતત્ત્વને પામવાનું સૂચવતા આ બધા જ્ઞાનમાર્ગી કવિઓની વાણીમાં એકવિધતા હોવા છતાં અભિવ્યક્તિની તરાહ અને અનુભવ અલગ હોઈ એ આસ્વાદ્ય બની રહે છે.સમાજને અજ્ઞાન, મોહ અને માયામાંથી પોતાની રીતે બહાર કાઢીને જ્ઞાનાભિમુખ કરવા માટે જ્ઞાનવાણીના માધ્યમથી આ કવિઓએ જે પ્રયાસ આદર્યો અને એમાં તેઓ સફળ થયા એ માટે આ અસરકારક અભિવ્યક્તિ ઉપરાંત આચરણ, વ્યવહારશુદ્ધિ અને નિર્વ્યાજ માનવ પ્રેમ પણ એટલો જ કારણભૂત છે. જ્ઞાનવાણી અંતર્ગત રહેલી યોગની દુર્ગમ પરિભાષા સ્નેહભાવથી સભર પ્રેમપૂર્ણ વ્યવહારને કારણે અવગમનક્ષમ બની હશે એ હકીકત છે. સતત સંપર્ક અને પછી ઉપદેશ આપતા યોગમાર્ગની ગૂઢ પરિભાષા જ્ઞાનસાધનામાં અવરોધરૂપ ન નીવડી એ આ જ્ઞાનમાર્ગી કાવ્યધારાની બીજી વિશિષ્ટતા છે.

મધ્યકાલીન ગુજરાતી જ્ઞાનમાર્ગી કવિતામાં અનેક સ્થળે તત્ત્વદર્શન અને કવિતા એકરસરૂપે દૃષ્ટિગોચર થાય છે. માત્ર જ્ઞાનનું કથન નહીં પરંતુ એમાં અનુભવનું સત્ય ભળ્યું હોઈ.હૃદયની વાણીના ઝણૂંણૂંણ ઝણૂંણૂંણ રણકારનાં વર્તુળો આંકતી આ કાવ્યધારા સાચુકલી અનુભૂતિની બળવાન અભિવ્યક્તિના ઉત્તમ ઉદાહરણ તરીકે હંમેશા યાદ રહેશે.

પાદટીપ

૧ 'મધ્યકાલીન જ્ઞાનમાર્ગી કાવ્યધારાની ભૂમિકા' સુરેશ જોષી, પૃ. ૩.
૨ 'ગુજરાતી સાહિત્યનો ઈતિહાસ' ભાગ–૨, પૃ. ૩૫૮.
૩ 'અખો એક અધ્યયન' (આ. બીજી) ઉમાશંકર જોષી, પૃ. ૩૦૭.
૪ 'સોરઠી સંતવાણી' ઝવેરચંદ મેઘાણી. પૃષ્ઠ–૧૮ થી ૨૦
૫ એજન. પૃ. ૧૪ થી ૧૬
૬ એજન. પૃ. ૨૮–૨૯
૭ સત કેરી વાણી' મકરંદ દવે. પૃષ્ઠ–૪૬
૮ એજન. પૃ. ૭૨
૯ એજન. પૃ. ૭૩



## સંદર્ભ ગ્રન્થસુચિ


૧. અખો અને મધ્યકાલીન સંતપરંપરા (૧૯૭૨) — ડૉ. યોગીન્દ્ર ત્રિપાઠી
૨. અખો એક અધ્યયન (૧૯૭૩) — ઉમાશંકર જોષી
૩. અપ્રસિદ્ધ અક્ષયવાણી (૧૯૩૨) — 'સાગર'
૪. આદિકવિની આર્ષવાણી (૧૯૭૬) — ડૉ ઈશ્વરલાલ ર. દવે
૫. આપણો ધર્મ (૧૯૪૨) — આનંદશંકર ધ્રુવ
૬. ઉત્તર ભારતકી સંતપરંપરા — પરશુરામ ચાતુર્વેદી
૭. Encyciopdedia of Reliction and Eehics' Vol. II
૮. કબીર સંપ્રદાય — અનુ. કિસનસિંહ ચાવડા
૯. Kevaladevita in Gujurati Poetry (1958) — Y.J. Tripathi

૧૦. ગુજરાતી સાહિત્યનું સંક્ષિપ્ત રેખાદર્શન (૧૯૫૧) કે. કા. શાસ્ત્રી
૧૧. ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ ખંડ–૨ (૧૯૭૬) ઉમાશંકર જોષી અને અન્ય
૧૨. ગુજરાતી સાહિત્ય (મધ્યકાલીન) (ચો. આ. ૧૯૭૬) અનંતરાય રાવળ
૧૩. ગુજરાતી સાહિત્યમાં સૂફી રહસ્યવાદ (૧૯૮૯) ડૉ. દશરથ ઠક્કર
૧૪. ત્રણ ગુજરાતી ગીતાઓ (૧૯૮૭) ભૂપેન્દ્ર બાલકૃષ્ણ ત્રિવેદી
૧૫. The Great Integrators'–(fourth Edition 1979) (The saint–singers. of India) M. V. Ragnaven
૧૬. The devetional poems of Mirabai (1980) A. J. Aiston
૧૭. નરસિંહ, મીરા, અને દયારામની કવિતામાં તત્વદર્શન (૧૯૮૬) ડૉ. મીરાં મહેતા
૧૮. નરહરિ કૃત 'જ્ઞાનગીતા' (૧૯૭૯)
૧૯. Bhakti and The Bhakti Movement' (A study in the history of ideas) (1887) Krishna sharma
૨૦. ભણે શિવાનંદ સ્વામી (૧૯૮૬) ભુપેન્દ્ર બાલકૃષ્ણ ત્રિવેદી
૨૧. 'ભોજા ભકતની વાણી (૧૯૮૩) મનસુખલાલ સાવલિયા
૨૨. મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં તત્વવિચાર નિપુણ પંડ્યા
૨૩. મધ્યકાલીન જ્ઞાનમાર્ગી કાવ્યધારાની ભૂમિકા (૧૯૭૮) ડૉ. સુરેશ જોષી
૨૪. મધ્યકાલનો સાહિત્ય પ્રવાહ ખંડ–૫ ક. મા. 'મુનશી
૨૫. 'મરમી સંતોનું દર્શન' (૧૯૮૨) જયંતિલાલ આચાર્ય

૨૬. મધ્યયુગની સાહિત્ય સાધના ક્ષિતિ મોહન સેન. અનુ: જયંતિલાલ આચાર્ય
૨૭. યોગ વેદાન્ત ભજન ભંડાર
૨૮. રવિભાણ સંપ્રદાયની વાણી ભાગ-૧
૨૯. રહસ્યવાદ ડૉ. રાજેન્દ્રસિંહ રાયજાદા
30. વસ્તાનો પદો (૧૯૮૩) ડૉ. સુરેશ જોષી
૩૧. વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઈતિહાસ (બી. આ. ૧૯૩૯) દુર્ગારામ શાસ્ત્રી
૩૨. શાકત સંપ્રદાય (બી. આ. ૧૯૭૩) દી. બા. નર્મદાશંકર મહેતા
૩૪. સંતકાવ્યમેં યોગકા સ્વરૂપ (૧૯૬૬) ડૉ. રામેશ્વરપ્રસાદ સિંહ
૩૪. સત કેરી વાણી (૧૯૭૯) મકરન્દ દવે
૩૫. સંત સાહિત્યકી ભૂમિકા (૧૯૬૧) પરશુરામ ચાતુર્વેદી
૩૬. સંત સાહિત્યનો સ્વાધ્યાય ડૉ. હરિપ્રસાદ ઠક્કર
૩૭. સંદર્ભ (૧૯૭૫) જયંત કોઠારી ડૉ. ચિમનલાલ ત્રિવેદી
૩૮. સોરઠી સંતવાણી (૧૯૪૭ પુ. મુ. ૧૯૭૨) ઝવેરચંદ મેઘાણી
૩૯. સૌરાષ્ટ્રના હરિજન ભક્ત કવિઓ (૧૯૮૭) ડૉ. નાથાલાલ ગોહિલ
૪૦. સ્વામિનારાયણ સંત સાહિત્ય (૧૯૮૧) ડૉ. રઘુવીર ચૌધરી
૪૧. હિન્દી ઔર મરાઠી કે નિર્ગુણ સંતકાયર (૧૯૬૩) પ્રભાકર માચવે
૪૨. હરિજન સંત અને લોકસાહિત્ય (૧૯૮૯) ડૉ. દલપત શ્રીમાળી
૪૩. શાન ગંગોદક (૧૯૭૭) ડૉ. સુરેશ જોષી
૪૪. (Studies in a Devotional Tradition of India) 'The Sants' 1987 Karine Schomer and W. H Maleod

# જ્ઞાનમાર્ગી કાવ્યધારા

નરસિંહ – માંડણ – મીરાં – અખો – નરહરિ
ગોપાલદાસ – અનુભવાનંદ – વસ્તો – મૂળદાસ
ભાણસાહેબ– રવિસાહેબ – મોરારસાહેબ –ખીમસાહેબ
ત્રિકમસાહેબ – નથુરામ – ભીમસાહેબ – અક્કલદાસ
દાસીજીવણ – અરજણ – કરમણ – મેઘજીવો – હોથી
લાલદાસ – કૃષ્ણજી–હરિકૃષ્ણ – રતનબાઈ – ગૌરીબાઈ
જિતામુનિ નારાયણ – કેવળપૂરિ – દામોદરાશ્રમ
પ્રીતમદાસ – ગણપતરામ – ધનદાસ – ગંગાસતી
દેવારામ – લોચણ – ભોજો – ડુંગરપરિ – મીઠોઢાઢી
અખૈયો – લખમોમાળી – જેઠીરામ – ભવાનીદાસ
મહંમદશા – વિલાયત – ઋષિ રામદાસ – બાલકસાહેબ
વાઘાભગત – હીરસાગર – ઉગારામ…….

## ૧. નરસિંહ

૧

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ, જૂજવે રૂપે અનંત ભાસે,
દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું, શૂન્યમાં શબ્દ થઈ વેદ વાસે.
અખિલ૦

પવન તું, પાણી તું, ભૂમિ તું ભુધરા, વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે,
વિવિધ રચના કરી, અનેક રસ લેવાને, શિવ પછી જીવ થયો એ જ આશે.
અખિલ૦

વેદ તો એમ વદે, શ્રુતિ-સ્મૃતિ શાખ દે, કનકકુંડળ વિશે ભેદ ન હોયે,
ઘાટ ઘડિયા પછી, નામરૂપ જૂજવાં, અંતે તો હેમનું હેમ હોયે.
અખિલ૦

ગ્રંથ ગરબડ કરી, વાત ન કરી ખરી, જેહને જે ગમે તેને પૂજે,
મન કર્મ વચનથી, આપ માની લહે, સત્ય છે એ જ મન એમ સૂઝે.
અખિલ૦

વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું, જોઉં પટંતરો એ જ પાસે,
ભણે નરસૈયો જે, ભેદ જાણી જુઓ, પ્રીત કરું પ્રેમથી પ્રગટ થાશે.
અખિલ૦

*

૨

નીરખને ગગનમાં કોણ ઘુમી રહ્યો, તે જ હું તે જ હું શબ્દ બોલે;
શ્યામના ચરણમાં ઇચ્છું છું મરણ રે, અહીંયા કોઈ નથી કૃષ્ણ તોલે.
નીરખને૦

શ્યામ શોભા ઘણી, બુદ્ધિ ના શકે કળી, અનંત ઓચ્છવમાં પંથ ભૂલી;
જડ ને ચૈતન્ય રસ કરી જાણવો, પકડી પ્રેમ સજીવન મૂળી.
નીરખને૦

ઝળહળ જ્યોત ઉદ્યોત રવિકોટમાં, હેમની કોર જ્યાં નીસરે તોલે;
સચ્ચિદાનંદ આનંદ ક્રીડા કરે, સોનાના પારણામાંહી ઝૂલે.
નીરખને૦

બત્તી વિણ, તેલ વિણ, સૂત્ર વિણ જો વળી, અચળ ઝળકે સદા અનળ દીવો;
નેત્ર વિણ નીરખવો, રૂપ વિણ પરખવો, વણ જિહ્વાએ રસ સરસ પીવો.
નીરખને૦

અકળ અવિનાશી એ, નવ જાયે કળ્યો, અરધ ઉરધની માંહે મહાલે;
નરસૈયાનો સ્વામી, સકળ વ્યાપી રહ્યો, પ્રેમના તંતમાં સંત ઝાલે.
નીરખને૦

*

૩

જાગીને જોઉં તો જગત દીસે નહીં, ઊંઘમાં અટપટા ભોગ ભાસે;
ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે,
જાગીને૦

પંચ મહાભૂત પરિબ્રહ્મ વિશે ઉપન્યાં, અણુ અણુ માંહી રહ્યા રે વળગી,
ફૂલને ફળ તે તો વૃક્ષનાં જાણવાં, વડ થકી ડાળ તે નહિ રે અળગી,
જાગીને૦

વેદ તો એમ વદે, શ્રુતિસ્મૃતિ શાખ દે, કનકકુંડળ વિશે ભેદ નોયે,
ઘાટ ઘડયા પછી, નામ રૂપ જૂજવાં, અંતે તો હેમનું હેમ હોયે.
જાગીને૰

જીવ ને શિવ તો, આપ ઇચ્છાએ થયા, રચી પરપંચ ચૌદ લોક કીધા,
ભણે નરસૈંયો એ, તેજ તું તેજ તુ, એને સમર્યાથી કંઇ સંત સીધ્યા,
જાગીને૰

※

૪

જ્યાં લગી આત્મા તત્ત્વ ચીન્યો નહિ, ત્યાં લગી સાધના સર્વ જૂઠી;
માનુષી દેહ તારો એમ એળે ગયો, માવઠાંની જેમ વૃષ્ટિ વૂઠી.
જ્યાં લગી૰

શું થયું સ્નાન, સેવા ને પૂજા થકી, શું થયુ ઘેર રહી દાન દીધે?
શું થયું ધરી જટા, ભસ્મ લેપન કરે, શું થયું વાળ લોચન કીધે?
જ્યાં લગી૰

શું થયું તપ ને તીર્થ કીધા થકી, શું થયું માળ ગ્રહી નામ લીધે?
શું થયું તિલક ને તુલસી ધાર્યા થકી, શું થયું ગંગાજળ પાન કીધે?
જ્યાં લગી૰

શું થયું વેદ વ્યાકરણ વાણી વદે, શું થયું રાગ ને રંગ જાણે?
શું થયું ષટદર્શન સેવા થકી, શું થયું વરણના ભેદ આણે?
જ્યાં લગી૰

એ છે પરપંચ સહુ પેટ ભરવા તણા, આત્મારામ પરિબ્રહ્મ ન જોયો;
ભણે નરસૈયો કે તત્ત્વ દર્શન વિના, રત્નચિંતામણિ જન્મ ખોયો.
જ્યાં લગી૰

※

૫

જે ગમે જગતગુરુદેવ જગદીશને, તે તણો ખરખરો ફોક કરવો;
આપણો ચિંતવ્યો અર્થ કાંઈ નવ સરે, ઊગરે એક ઉદ્વેગ ધરવો.
જે ગમે૦

હું કરું હું કરું એ જ અજ્ઞાનતા, શકટનો ભાર જેમ શ્વાન તાણે;
સૃષ્ટિ મંડાણ છે સર્વ એણી પેરે, જોગી જોગેશ્વરા કોઈક જાણે!
જે ગમે૦

નીપજે નરથી તો કોઈ ન રહે દુઃખી, શત્રુ મારીને સૌ મિત્ર રાખે;
રાય ને રંક કોઈ દ્રષ્ટે આવે નહીં, ભવન પર ભવન પર છત્ર દાખે.
જે ગમે૦

ઋતુ લતા પત્ર ફળફૂલ આપે યથા, માનવી મૂર્ખ મન વ્યર્થ શોચે;
જેહના ભાગ્યમાં જે સમે જે લખ્યું, તેહને તે સમે તે જ પહોંચે.
જે ગમે૦

ગ્રંથ ગરબડ કરી, વાત ન કરી ખરી, જેહને જે ગમે તે જ પૂજે,
મન વચન કર્મથી આપ માની લહે, સત્ય છે એ જ મન એમ સૂજે.
જે ગમે૦

સુખ સંસારી મિથ્યા કરી માનજો, કૃષ્ણ વિના બીજું સર્વ કાચું
જુગલ કર જોડી કરી, નરસૈયો એમ કહે, જન્મ પ્રતિજન્મ
હરિને જ જાચું.
જે ગમે૦

*

૬

સમરને શ્રીહરિ, મેલ્ય મમતા પરી
જોને વિચારીને મૂળ તારું,
તું અલ્યા કોણ ને કોને વળગી રહ્યો,
વગર સમજે કહે મ્હારું મ્હારું. સમરને૦ (૧)

દેહ તારી નથી, જો તું જુગતે કરી,
રાખતાં નવ રહે નિશ્ચ જાયે,
દેહ સંબંધ તજે, નવનવા બહુ થશે,
પુત્ર કલત્ર પરિવાર વહાયે. સમરને૦ (૨)

ધનતણું ધ્યાન તું અહોનિશ આદરે,
એ જ તારે અંતરાય મોટી,
પાસે છે પીયુ અલ્યા કેમ ગયો વિસરી,
હાથથી બાજી ગઈ થયો રે ખોટી. સમરને૦ (૩)

ભર નિદ્રા ભર્યો, શેંધિ ઘેર્યો ઘણો,
સંતના શબ્દ સુણી કાં ન જાગે,
ન જાગતાં નરસૈંયા, લાજ છે અતિ ઘણી,
જન્મોજન્મ તારી ખાંત ભાગે. સમરને૦ (૪)

૭

તેહ તું તેહ તું જેહને જોતો ફરે,
આત્મ અનુભવે જો વિચારી,
આત્મદષ્ટે તું આપ સંભાળી જો,
શું ભમે સ્વયમેવ જોને ધારી. તેહ તું૦ (૧)

તાહરા ખેલમાં તું જ ભૂલો પડી,
અણછતો જીવપણે જઠને વલગો,
જેહનો તું થઈ ફરે તે નાહારું રૂપ,
દુબધ્યા ટાલીને ખોલ અલગો. તેહ તું૦ (૨)

અદભદ ખેલ છે તું ત્યમનો ત્યમ,
આવે ન જાયે ઘટે ન વાધે,

વસ્તુરૂપ થઈને આ તું જ વિલસી રહ્યો,
અખિલ બ્રહ્માંડ એ વિશ્વ વાધે. તેહ તું૦ (૩)

આપ અજ્ઞાનની ઓટમાં આવીને,
આપ અસ્ય શું આપે લોભ્યો,

નરસૈંયાપણું લેઈને ઉરમીયો અનુભવે,
તાહેરા ખેલમાં તું જ શોભ્યો. તેહ તું૦ (૪)

*

૮

સાંભળ સહિયર, સુરત ધરીને આજ અનોપમ દીઠો રે,
જે દીઠો તે જોવા સરખો અમૃતપેં અતિ મીઠો રે.—

દૃષ્ટે ન આવે નિગમ જ ગાવે, વાણીરહિત વિચારો રે,
સત્ય અનંત જે કહાવે તે નવધાથી ન્યારો રે.—

નવધામાં તો નહિ રે નીવેડો, દશધામાં દેખાશે રે,
અગવો રસ છે એની પાસે તે પ્રેમીજનને પાશે રે.—

અદ્વૈત બ્રહ્મ અનોપમ લીલા, અસંખ્ય જુગનો એવો રે,
જપ તપ જોગ જગન મુનિ દુલર્ભ, માને તેવો મેવો રે.—

જ્યાંથી જયમ છે તેમનો ત્યમ છે, વધે ઘટે નહિ વહાલો રે,
આવે ન જાવે, જાવે ન આવે, નહિ ભર્યો, નહિ ઠાલો રે.—

પૂર્ણાનંદ પોતે પુરુષોત્તમ અપરમ ગત છે એની રે,
તે પર ક્ષર અક્ષરની ઉપર, તમો જો જો ચિત્તમાં ચેતી રે—

હું તું મટશે ને દુબ્ધા ટળશે, નિરભે થાશો નીરખી રે,
ભલે મળ્યો નરસીંયો સ્વામી હું હેડામાં હરખી રે.—

*

એક સાહ નઈ બીજું ચોર, સાહ સૂંઆલું ચોર કઠોર.
મલી ગોઠિ નિં ચઉહટી ચડયા, લો લાખની દ્રષ્ટિ પડયા.
ચોર સાહનિ સંગતિ જોઈ, નગરતલારિં સાહ્યા દોય?
રાય રૂઠો સાહ કિમ ઉગરઈ ? 'સૂકઈ બલતાં નીલુ બલઈ.' ૬

રૂડું કરવા હીંડઈ સહુ, જાણઈ વાધઈ મહોતજ બહુ,
કાંઈ ઉપરાજી રાખું નામ, મોટાં મોટાં કીજઈ કામ.
ચ્યાર પાંચમાં મોટા થાઈ. 'ગ્રંથ વિના ખોલા પથરાઈ.'
ઇમ કરતાં ઘર ચાંપટ થિઉં, 'બિલાડી કાઢતાં ઊંટ પઇઠું.' ૭

સિર તણા સમારઈ કેસ, આલ્યાનું ન કરઈ અપદેસ.
'ચુરઈ બઈઠા ચવાસી કરઈ, ઘરમાં રાંડુ ભૂખિ મરઈ.'
ફોકટ બોલ ત્યાંહાં બોલઈ ઘણા, તે નર 'ઠાલા નઈ વાજણા.' ૮

લિખિ પખિં હોમ કર્યા નરિં ઘણા, જાંણ્યુ વીર હસિ આપણા.
વિણ ક્રિયાં ધરિ 'વ્યંઢૂમૂલ,' 'પેટ ચોલી ઉપાયુ સૂલ'. ૮

મંત્ર અપાસિ મ આપ વિગોઈ, 'લેતાં નવિ સૂકતા નવિ હોઈ,'
'સપ' વિરાસિં છુંછૂંદરિ ગલઈ, મેહિલ આંખિ લીધઈ તનુ ટલઈ'
'રાંણીશું સહીયાં માંડીઈ, હેલી બાઈ કહિતાં દંડીઈ ૯

ફોકટ મંત્ર નઈ ફોકટ દેવ, ફોકટ માટઈ માંડી શેવ.
નાગા ચોર તલારહ જોઈ,' 'ફોકટ પંચાં ડુડસુ' હોઈ.
ચેલા ચૂક ગોપ સાંમરુ, 'સસરૂ અંધ નઈ વહુ સરગરુ.' ૧૪

હરિભક્તિ શ્રી સુખ સાંપડઇ, હરિભક્તિ યશ મોટા ચડઈ,
હરિભક્તિ નર નિર્વિઘ્ન હોઈ, હરિભક્તિ કિંકર ન વિગોઈ.
હરિ છાંડી નઈ અન્ય આરાધિ, 'કોડી સરસા કાંઠા ખાઈ.' ૧૫

યમભાગુ નર તીરથ કરઇ, યમભાગુ બહુ તપ આદરઇ,
યમભાગુ વનિ યોગી થાઈ, યમભાગુજ કલેશ કરાય,
પંચંત્રિ પૂછ્યાં હરિ ગુણ લીયુ, 'ગુલિ મરિ તુ વિષ કાં દીઉ'? ૧૬

હોઉ કુષ્ટી નઈ રાફા રોગ, પાવા પીડિ ભગંદર યોગ,
કંપવાય બીજા બહુ ઘણા, એ વિપાક કીધા આપણા.
ભોગવતાં કર્મ કાંઈ કણઅણઈ? 'દીઅર સારૂ કો દીકિરા યાણ'? ૪૩

નેત્ર કર્મ સહિ નેત્ર વિકાર, શ્રવણ કર્યું સહિ શ્રવણ દૂઆરિ,
અવધિ કાંમિ કાંમિ મૂકીઉ, મદિરા સુખ દુખ દાંતે દીઉ,
'ગે કરશિ સહાસ નર તેહ,' 'વાંકા લાકડ વાંકુ વેહ.' ૪૪

કાં નવિ દેખુ વરતું સમુ? યમ 'ભીખારી ઉહ્ના યમુ.
'સાન વિહુણુ સહિજિ મરઈ.' 'પાણી પાખઇ નર યમ તરઈ'.
'અશ્વ ચડયાં પગ સાહમું જોઇ,' એણિ છરિ ક્ષૌયૂં સહુ' કોઈ. ૪૫

જે કીધાં રૂડાં પાડુઆં, તે સંધાં જાણશઈ જન મૂઆં,
તે ભોગવવા શરિ આપણઈ, કઈ છૂટસિ ઉન્નગિ હરિ તણઈ,
ચરિ ધરિ કરતું હીડિ મ પૂછ, કહિ 'સાદી મઇં કામ ન કૂછ' ૪૬

સદગુર વેણ મ ભંજુ વાડિ, 'કિ ત્રુટઈ કિ અડિ નિલાડિ.
સ્મૃતિ વાકય તણુ કરિ સોર, 'જાગતાં નવિ લીજઈ ચોર ?'
'ગોલા નઈ કિયાં હુતી ગાઈ?' 'વિહાંણું છાબલિ ન ઢાંકયું જાઇ.' ૪૭

જાંણી આગલિ યમનું હેલ્ર, યમ 'માખી બૂડી માંહિ તેલ.'
અંતકાલિ અંતક જવ લીઇ, 'વિણ હથિયાર કિમ ઝૂઝીઈ?'
ગૂંથિ ન નારાયણનું દોર, 'ગાણી ગાઈ નવિ પઇસઈ ચોર.' ૪૮

પૂર્વ પુરૂપ હોઆ અસંખિ, મરતાં આવ્યા દેખિ અંખિ.
હવઈં તાહરૂ વારૂ આવિઉ, અણમંગલિ કાં રીસાવીઉ?
જુ તાહરિઈ કરિ યમકર ધ્રશું, 'ઉકલખ્યાં સાંહામુ શુક કિશુ? ૪૯

કાં ભય આંણુ ભૂપતિ વૃંદ, કાં ભય આંણુ યમ પ્રચંડ?
કાં ભય આંણુ ગર્ભ વેદના, કા ભય આંણુ આમઇ જના?
ચાલિન અંતર મલનિ વાસ, 'વાઢયું ગલૂં નઈ કીટુ સાસ' ૫૦

કુઅધી મન નવિ રાખ્યાં સાધિ, મૂઆં યમ જીવતાં સ વ્યાધિ.
બાહરિ લોક વિગોઈ ઘણું, ઘરિ દુઃખ પીડઈ દરિદ્રહ તણું.
'ચોર વાહર ખલ દેવા દીઊં, એ પીડા બિહુ પરિ આવીઊ'. ૫૧

જે તંઈ સ્મૃતિ ન કીધુ ભેદ, તીરથિ તથા દાંન કરિ છેદ.
જાંણેઘિ જાં તુ યમકરિ ચડી, 'ગુજરાત શેરી સાંકડી.'
વિસન વધારી તઈ 'વિષ વલી,' 'કુહી બાંહ સવાહી ભલી.' ૫૨

સાધૂ મુનાશૂં સાંભલી પુરાંણ, કૂચર મુખ માત આવ્યું માંણ,
નામ માત્ર મુખિ રહીઉ શાખિ, કર્મ કરંતાં કીધુ સાખિ,
પર ધરિ પય મ નાવી જોઈ, 'આંબા ડાવી કહિ નવિ કોઈ.' ૫૩

જાઈ કાલ સુયુવતી સંગિ, કે જાઈ પર વાત પ્રસંગિ,
નિદ્રા વશિયાં જાઈ અર્ધ', જાઈ બાલ યુવા નઈ વૃદ્ધ,
જેતુ કાલ ગમ્યુ હરિ લાહિ, એહ 'ઉંડલ ઊધા માહિ.' ૫૪

કર્મ તણિ વશિ લિ અવતાર, કર્મ તણઇ વશિ યમનું ભાર.
કર્મ વશિ દુઃખ સુખ ભોગવિ, સુર અસુર કર્મવસિ સવઇ,
કાંઈ ન તું હરિ શરણઈ જાઈ! 'ઊટિ ચડયાં ઉરહેડ ન ખાઈ'? ૫૫

સત્વ રજ તમ એ તનુ બંધ 'આવી અગડ ઉલખુ સંધિ.'
યે દપ હારિ તે શુચિ ધરઈ, 'કોવિદ કેડિ ન કૂડિ કરઈ.'
સ્વર્ગાવિરુ સાત્વિક સમવાઈ, આવી 'કોઈલિ મારી વાય.' ૫૬

રક્તવિકાર શમઈ વારુણી, ગ્રંથિ વિકાર દેવ પશુ હણી,
વાઈ વિકાર શમઈ ગુરૂ ગિલ, જખ્મ વ્યાધ ગોમાયસ તેલ.
જીવી કરવા નહીં બહુ આસ, કોઇ ન જીવિ ત્રણિ પંચાસ'. ૫૭

એક કલ્પના નડતી વારિ, દેવકન્યા ધરિ ખેલવિ નારિ.
અંતઃકરણ રાખુ હરિનામ, બિઠા તાંણી આંણુ સ્વામિ.
નિજ સંસાર મથેડેઈ કીઈ, 'વિટ ભાંગુ છેહક છાંડીઈ !' ૫૮

એક જ અંતર મન ચોખાલિ, પંચાગ્નિ મન દેહ પ્રજાલિ,
ઉંધિ મુખિ લોડાવિ મ કાંઈ, ધ્રુમ્રપાન મન રોધિશિ વાઈ
નાંખી રયણ નૈયણિ નિરખીઈ, એ 'યમ ડસકે ન પ્રાણીઈ.' ૫૯

બ્રહ્માંડ કોટાકોટી ગાંમ, એક સર્વથા વિષ્ણુ વિશ્રાંમ.
યમ નદી સહુ સાગાર મિલઈ, તિમ પ્રાણી હરિશું મિલઈ.
કહિ મંડણ વિશ્વંભર દેવ, ટાલિ ન તૂં 'ઊધારિ નિખેવ.' ૬૦

ઇતિ માયાવીસી

*

## ૩. મીરાં

૧૧

જૂનું થયું રે, દેવળ જૂનું થયું,
મારો હંસલો નાનો ને દેવળ જૂનું થયું. મારો૦

આ રે કાયા તો હંસા, ડોલવાને લાગી રે,
પડી ગયા દાંત, માંહલી રેખું તો રહ્યું રે. મારો૦

તારે ને મારે હંસા, પ્રીત બંધાણી રે,
ઊડી ગયો હંસ, પિંજર પડી તો રહ્યું રે. મારો૦

બાઈ મીરાં કહે છે પ્રભુ ગિરધરના ગુણ,
પ્રેમનો પ્યાલો તમને પાઉં ને પીઉં. મારો૦

*

૧૨

દીવડા વિના રે અંધારું,
મંદિરિયામાં દીવડા વિના રે અંધારું.

ખળભળ્યું દેવળ, ઊભી રહી થાંભલી રે,
ચાલું નહીં ઝીલે ભારું—

હાથમાં વાટકડી ને ઘરોઘર ઘૂમતી રે,
કોઈ તો આલો જો ઉધારું—

ઊડી ગયો વાણિયો ને પડી રહી હાટડી રે,
જમડા કરે છે ધિંગાણું—

બાઈ મીરાં કે પ્રભુ ગિરિધર નાગર,
આવતા જમડાને પાછા વાળું.—
મંદિરિયામાં, દીવડા વિના રે અંધારું.

*

૪. અખો

## ૧૩

### માયા અંગ

માયાના ગુણ કર્મ રૂપ નામ, માયાના ગુણ શ્વેત ને શ્યામ:
માયાને માહરા પારકા, દેવ–દાનવ એહુ માયા થકા.
માયાના ગુણ જ્યાંહાં નવ છએ, તે અખાને આવ્યુ લખે ૫૭

વસ્તુ નથી ઇંદ્રીને ગ્રાહ્ય, શાથી શું અંતર ને બાહ્ય ?
બાહ્ય મધ્ય અંતરપટ વડે, અને અંતરપટ માયા રહી ઘડે.
માયાના ગુણ માયા લગે, અખા વિચાર્યે પડશે વગે. ૫૮

ક્ષર પિંડ, અક્ષર આતમા, જે સમજ્યો –સલૂઝયો વાતમાં
તત્ત્વ ચોવીસ તણો સમુદાય, મુજ વડે સહુ આવે–જાય,
હું પૂરણબ્રહ્મ ચૈતન્યઘન એક, નામ-રૂપ-ગુણ-કર્મ અનેક.
અખા સમઝયો તે અણચવ્યો, જેણે એ મારગ અનુભવ્યો. ૫૯

મન–શું વાત વિચારી અખે, જ્ઞાની તે જે માયા ભખે,
નાહાઠો છૂટે નહિ એ થકી, જ્યમ અળગી નહિ છાયા દેહ થકી.
જે આશ્રમ-દરશનને ગ્રહે, રસબસ થઈ માયા ત્યાંહાં રહે. ૬૦

બેહુ માયા સમૂળી ગળે, સાહામું ટાળે ને પોતે ટળે.
આપાપર ટળતે ઊગરે, સહજ લક્ષ તેહમાં સ્થિત્ય કરે.
અખા જીત્યાનું ન ધરે માન, જીત્યો હાર્યે ઝાલે કાંન. ૬૧

મહા ઠગણી માયા પાપણી, જ્યમ સેવંતાં ડસે સાપણી,
સિષ્યને કાજે ચોગીજંન થાવા અજરામર કરે જતંન,
તેહને મંત્ર અઘોર ખવરાવે નર્ક,પણ અખા ન દેખાડે આતમ-અર્ક ૬૨

દેહ-ઇંદ્રી- ગુણનાં સર્વ કૃત, દીસે માયા કરતી તંત,
તે શાં શિર તાણી લ્યે અખા? માનીનતાનો ચડશે ફખા(પા):
એ સર્વ જાણો ભૂતવિકાર, સમય સહેજે પામે પાર. ૬૩

અખા જીવ તણી એ વજા: અજને ઠામે પૂજે અજા.
ઇન્દ્રીગ્રાહ્ય નહિ હરિલિંગ, અને જીવને જોઇએ નાનારંગ.
રંગઢંગ માયામાં ઘણા, તેણે સહુ કો સેવક માયા તણા. ૬૪

સહુ કોની માયા છે માત, મળવા ન દ્યે કેહેને તાત:
પિતા તણું વદન જે જુએ, ફરી માતાને ખોળે ન સૂએ.
તાત ભજંતા આડી થાય, તેણે અખા સહુ માયાના ગુણ ગાય. ૬૫

મુક્તિ વાંછી એ બંધન નામ, જ્યમ ઘડી માપ લે પરઠ્યો જામ.
વસ્તુ અમોઘ, ઇંદ્રી-ગુણ-વૃત્ય-એ માયાની જાણે સંસૃત્ય.
અખા વિચાર્યે ત્યમનું ત્યમ, એ તો સમજે જો હોય ગુરુગમ. ૬૬

જ્યમ સર્પે નર સમણામાં ડસ્યો, તે દેખે વેધ મસ્તકના જશો,
મણિ મંત્ર મેહેલી ઓવધિ, મૃત્યુ પામ્યો બહુ કરતાં વિધિ,
સર્પ મંત્ર ઓષધ ઉપચાર. જાગ્યે અખા ટળ્યો સંસાર. ૬૭

અખા સર્વ માનીનતા-ભેદ, માનીનતાને વિધિ-નિષેધ,
બંધ-મોક્ષ ચૈતન્યને કશા? જોતાં દેહની જડ છે દશા.
એ તો વિચાર વિના અંધેર, જ્યમ દીસે ફરતું ફરતાં ફેર. ૬૮

માનનહાર શોધ્યો નવ જડે, વણસમઝ્યે ભવ ભમવું પડે,
જ્યમ પડછંદો નર માન્યો નરે, જ્યમ બોલે ત્યમ ઉત્તર કરે.
મૂળ તપાસી જોયું અખે: એ માહારો જ ભ્રમ સ્ફુર્યો મુજ વિખે(ષે). ૬૯

અણલિંગી કળ જ્ઞાને કથી; જ્યમ માંહે-બાહાર ચસમાને નથી.
તે તો તેજ પોખે આંખ્યને, જોજે ભેદ યોગ-સાંખ્યને.
કહેતાંમાં તે સમઝી જશે, અખા જેહેને શિર ગુરુનો કર હશે. ૭૦

## ૧૪

## જ્ઞાની અંગ

સકળ લોક ત્યમ જ્ઞાતા પુખ્ય(ર્ય), એમ જાણે તે નર મૂર્ખ;
દેહ-વરત્યે સહુ સરખા ગણે, જ્યમ કંચન-તાર ત્રાપડમાં વણે.
આખા અમૃત જ્યમ નીર ન હોય, રસ જાણી ગણશો મા તોય. ૧૭૧

જ્ઞાનીને લક્ષ પરપંચ-પાર, જ્યમ નાવ ચાલે ધ્રુવને આધાર.
વણ-વાળી જ્યમ વહે છે નદી, આવી મેહેલાણ કરે ઉદધી
જ્યમ દીપ કેરી ગત્ય ગગન, એમ પરબ્રહ્મમાંહ અખા તગન (જ્ઞા) ૧૭૨

સહજ સ્વભાવે સર્વાતીત. દ્વૈત તેહ જ ભાસ્યું અદ્વૈત,
જ્યમ કુમાસ વિષે બહુ દીસે ભાત, પણ પોત થકી નહિ અળગી જાત
અખા જ્ઞાતા દેખે અશું, અદ્ભુત કારણ જ્યાંહાં ઉલ્લસ્યું ૧૭૩

સમજ્યો સમજ્યાની ગત્ય લહે, જ્યમ સ્વપ્નસાંખ્ય બીજો નવ કહે.
નિજ પિંડ આડે ચૌદ લોક, વરતેં રહે તે દેખે ફોક.
સમઝણહાર વિના સમઝવું, કહે અખો હું એહેવું કહું. ૧૭૪

ભુવન ત્રણ સ્ફુરણ મન તણું, જ્યમ સૂર્ય કારણ રેણી-દિન તણું,
સૂર્ય વિના નોહે દિન-રાત્ય, ત્યમ મન વિના કોણ દેખે ભાત્ય?
અખા તે મનને જે લહે, ત્યારે સહજેસહજ પરમ કારણ રહે. ૧૭૫

પરાપાર પરમેશ્વર વસે, સહેજે સહજ ત્યાંહાંથી ઉલ્લસે.
આપે આપની પામે ભાળ, ત્યારે જાગે જગત-જંજાળ.
અખા તે તો સાચી જાણ, તે વિના મનરચતી વાણ્ય. ૧૭૬

## ૧૫

નૂરત સૂરત ચાલી સુંનમાં, મહા ધૂનમાં મોઈજી,
દેવ ચક્ષુ થઈ દોજણી, કળા કારમીટ જોઈજી. નૂરત. ટેક

નૂરીજન આગે નટડી, નિરાધારે ખેલેજી,
સૂરત ન ચૂકે સુંદરી, ધરણી પાંવ ન મેલેજી. નૂરત...૧

તખ્ત ત્રિવેણી ત્યાગી કરી, ગુરૂગમ પર આઈજી,
નાથજી આગેં નાચ કરી, પદ્દા અમર લખાઈજી. નૂરત...૨

ગગન મંડલના ગોખમાં, અનહદ નાદ ધૂરાયાજી,
માવો વગાડે મીઠી મોરલી, અનભે ઘર પાયાજી નૂરત...૩

ઓહં સોહંની શીડીયે, સન્મુખ ઉભા સ્વામિજી,
કહે અખો ગુરૂના દેશમાં, આપે આપ અનામિજી. નૂરત...૪

*

## ૧૬

આદ્ય હું તો પ્રણમું ગુરુ પૂર્ણને, જે અનુપમ છે ગુરુરાય,
અણુછતો આત્મા વીનવે, જાણીને મૂળ–મહિમાય ૧

પંચભૂત પરિચય ઓઠે. પ્રેરક પુરૂપ પુરાણ,
વિશ્વ પહેલો, વિશ્વને અંતે, વિશ્વ કેરો સાક્ષી જાણ. ૨

ઔંઠ હાથ ને ચૌદે લોકમાં ગુરુ રહ્યા છો સાક્ષાત્,
સકલ પાદ–પાણ–શિરે–મુખે, જેને ગાયે વેદ વિખ્યાત. ૩

સર્વાતીત સર્વરૂપે રમે, જે તણો થાયે ના વિચાર,
વારો નહિ જ્યાંહાં મન–બુદ્ધિનો, નહિ નર–નપુંસક–નાર. ૪

કોટિ બ્રહ્માંડ જે ચીતવું, ચીતવું અસંખ્ય અપાર,
તોહે પાર ન પાતું ગુરુતણો, એવડો સગુણ સાકાર. ૫

નિર્ગુણ-સગુણ રૂપ છો જી, કુંડળ-કનક આકાર,
કનક-કુંડળ નહિ ભિન્ન થાવા. એક એક કેરો છે સાર. ૬

પુષ્પ-પલ્લવ-ફુલ્લ વૃક્ષ ને. મૂળ-પેટ-છાલાં-ડાળ,
એમ સકળ ભાવે ગુરુ એકલા, ગુરુ ગોવિંદ દયાળ. ૭

નમો નમો નિજધામને, અખો કહ્યો નામ માત્ર,
અખિલ અખેપદ ઉલ્લસ્યું, પ્રભુ છો પિંડ, હું ગાત્ર. ૮

*

૧૭

માયા પીડતી જાણી પરિબ્રહ્મ આરાધીએ,
સાધીએ સ્વામીને ચિત્ત પૂરે,
સદ્‌ગુરુ કેરા ચરણ આદર કરી, મારગ ઝાલીએ મંન શૂરે. ૧
મનકર્મવચને ગુરુ તે ગોવિંદ ખરા,
ભિન્ન નવ જાણીએ ભાવ બીજે,
જાત ને વર્ણ, અધ્યયન આશ્રમનું,
માન મૂકી બ્રહ્મ-દ્રવ્ય પીજે. ૨
અગ્નિને સંગ તે શીત વ્યાપે નહીં,
જ્યોત દેખાડે ને તિમિર ત્રાસે,
ત્યમ ગુરુ પ્રતાપથી પરિબ્રહ્મને ભેટીએ,
માયારૂપિયું ગેહેન નાસે. ૩
જ્યમ કાષ્ઠ આવી પડે વહ્નિજ્વાળા વિષે,
દારુ તે ફીટીને અનલ થાયે,
ત્યમ અનન્ય-આરાધના જે કો કરશે અખા,
તેહના માયા ફરી ચરણ ન સાહે. ૪

## ૧૮

નહીં તેજ ને તોય, હોય નહિ અવની-વાયે,
આકાશ-આધેરો જેહ, તેહ નિગમ નેતિ ગાયે,
ત્રિગુણ નહી, ત્રિ-શૂન્ય, પુન્ય નહિ, પાપ ન ધારે,
નહીં રક્ત શુભ્ર પીત, ચિત્ત નહિ નીલ વિચારે,
ગત્ય-અવિગત્ય તાં તે નહીં, કહો વાચા કેહી પેરે વદે?
અંબરવત્ તે ઈશ, ઓળખ અખા સદ્‌ગુરુ-હદે ૬
દેશ-વિદેશ, દિન-રાત્ય, જાત્ય નહિ વરણ વિચારે (યે),
ખટ દશ અષ્ટ ને એક, નેક પરપંચને પારે,
(જ્યમ) ભાણ ભુવન મધ્ય વાસ, ઉજાસ અંબરથો આપે,
ત્યમ એ વ્યક્ત-જળ જાળ કાળ-માયા શિર થાપે,
આપ અંશુ-ઇંદુ વિષે અલગ રહ્યો ઝળકે અટળ,
એ સહજ વિનોદ હરિ તણો સમજ અખા વરતે સકળ. ૭

*

## ૧૯

સંતો રે અચવ્યો રસ ચાખો,
ચવ્યો ચિત્તમાંહે નવ ધરો, વિચારીને નાખો.
સંતો રે અચવ્યો રસ ચાખો.

જે વણસે તે ઊપજે, ઊપજે તે વણસે.
પંચ વિષેથી જે રહે પરો, તેમાં સહુ ભળશે-

માપમાં આવ્યાં શાને ગણો? આપ અળગું જાણો,
જેમ દરશન સંપુટ બીડતાં, જોતાં નથી બંધાણો-

પિંડ બ્રહ્માંડ છે જે વડે, નથી તે કોઈ માટે,
જેમ ભયું ભાંડ મૂકી કરી, એરસુવાણી કાં ચાટે?-

લીલાવિગ્રહ વિશ્વનો, તે વિશ્વમાં મૂકો,
અણુઆયાસે પરમાત્માં, જોતાં કાં ચૂકો—

પહેલો થાપે આપને, સાહામો થપાયે.
થાપે સ્થિર તે નવ રહે, ધ્યેય ધ્યાતા જાયે—

તેજ ત્રિલોકી દેખીએ, તે જ તેજને રૂપ—
જેમ ડોળા ચક્ષુ નિરમલા. સરખા રંક ભૂપ—

દેવદર્શીનું દેખવું અખે જોયું ખોલી,
ખેચરગત ખેચર લહે, ભૂચરને દોહલી.

સંતો રે૦

*

## ૫. નરહરિ

### ૨૦

જાન તું જાણ્ય રે જાન તું જાણ્ય એ આત્મા અચલ અસંગ રે,
કહેવો કેહેવાય નહી જેહેનિ નહીં રૂપ નિ રંગ. ૨૬૮

જેને છાયા નહી માયા નહી ગુણ કર્મ કાલાતીત,
જાતી વર્ણાશ્રમ નહી ઉષ્ણ નિ વલી શીત. ૨૬૯

આદિ અંત રહીત અનીગત અમૂરત્ય અવીનાશ,
સ્થૂલ સૂક્ષ્મ લઘુદીર્ઘ નહીં તે સ્વયં જ્યોતિ પ્રકાશ. ૨૭૦

અધઊર્ધ્વ નિ મધ્ય વ્યાપક નિરાલંબ ભરપૂર,
આંકાશવત પરમાત્મ ચૈતંન બ્રહ્મ હજૂર. જાન. ૨૭૧

જેહનિ નીયનીત્ય નીયમ કહે તેહનો કોય ન પામે પાર,
ઉતપત્ય સ્થીત્ય લય જેહમાં તે નીરંજન નીરાકાર. ૨૭૨

પૂરણ બ્રહ્મ પુરી રહ્યો, ઠાલો નહી અણુ ઠામ,
કહે નરહરિ આ વસ્તું સઘલે નીર્ગુંણ સગુણ તે નામ ૨૭૩

*

### ૨૧

એ રસ અનૂંભવ્ય રે અનૂંભવ્ય માહારા વાહાલા,
વીલંબ ન કીજે એ રસ અનૂભંવતાં ભાઈ કાર્ય શીઝે.
એ રસ. ૨૫૮

એ રસ હરીહરબ્રહ્મા હૃદિમાંહિ રાખિ,
મોટા રે મોટા મુનીવર એ રસ ચાખેં. એ રસ. ૨૯૯

નીગમ નીરંતર એ રસ ગાયિ,
એ રસ અનૂભવતાં સંત ત્રપતિ ન થાયિ. એ રસ. ૩૦૦

અનેક સવિદ્યા એ રસ રે ટાલિ.
કર્મ વીક્રમબિજ એ રસ બાલિ. એ રસ. ૩૦૧

અભય પરમપદ એ રસ આપિ,
નીર્ભય નીશ્ચલ કહી એ રસ થાપિ. એ રસ. ૩૦૨

હરી ગુરુ સંત પ્રસાદિ એ રસ લહીયિ,
એ રસ અનુભવતાં નરહરિ એ રસ થૈયિ. એ રસ. ૩૦૩

## ૬. ગોપાલદાસ

૨૨

સંતો ! રે બ્રહ્મ પાસે ભાસો,
જોવામા આવે નહીં, એવો અલખ તમાસો. સંતો ! રે

વેદ હી લક્ષ તો આવી રહ્યો, જુએ ગ્રહે એવાની વાચા.
હું હું પદ તો સંભારો, હું હરિ બોલે એ સાચા. સંતો ! રે

અલ્યા ! એઓ એકૂ નહીં, માથાનો ધર્મ આ શો ?
મોટા મોટા મગર તે અલ્પ થયા, આગે અંણુમાં વાસો. સંતો ! રે

નવધાથી નવરા થાઓ, મગન થઈને મહાલો.
લક્ષધાનો જે પાર કરે, સુધા સમજણ આલો. સંતો ! રે

સદ્‌ગુરુની સંગતે તાણો, વાણો એક જાણો,
દાસ ગોપાળ અક્ષર અખંડ છે, સદ્‌ગુરુ સચરાચર પ્રમાણો. સંતો ! રે

*

## ૭. અનુભવાનંદ

૨૩

અદ્વિતભાવ ધરી મન માહેદ્વૈત ભરમના ટાલો જી.
પંચકોશથી પાર પોતાનું રૂપ નિરાલું નિહાલો જી.
કલ્પિત સરવ નિષેધ કરીને મિથ્યા અહંકૃત ગાલો જી.
અહંકૃતનો યે લક્ષ આત્મા તે પોતે સંભાલો જી.
સાક્ષિ તુરી ત્રણેં ને પ્રકાસે સહુમાં સહુથી નિરાલો જી
છે એ અનુભવાનંદ આત્માવરતી પાછી વાલો જી.

*

૨૪

ઓલખી લ્યો આ આત્મા છે અદ્વિત અંતરયાંમ રે,
દેહ ઇંદ્રિ મન બુધ્ય પ્રકાસે ભાસે યે રૂપ નાંમ રે.
રૂપનામ એહેનુ નહિ સરણ્ ઠાંમ રે,
રૂપનામ સહુ એ જ ધરી રહ્યો ઠાલા નહિ કો ઠાંમ રે.
કોય કહે એ બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર કોય કેહ કૃષ્ણ રામ રે,
કોએ કહે એ ઇંદ્ર સદાશિવ મારગ દક્ષણ વામ રે.
સૂર્યાદિકનો એ જ પ્રકાશિ સાક્ષિ સહુનુ ધામ રે,
અધ્યરત સહુ એ માહે કલ્પિત દેશ નગર ને ગાંમ રે.
ક્ષુધા પિપાસા એહેને ન વ્યાપે શીત નહિ નહિ ઘાંમ રે,
એજ અનુભવાનંદ લહિને એહેમા પામા ઉપરાંમેર.

*

૨૫

ચિદાનંદ અંહ સદા ભરપૂર
આદિર માહે દિશો દિશે છે પૂરણ્ અજ્ઞાનિ ને દૂર.

શ્રોત્રે સુણે સ્પરશ જાણે ત્વચાએ આપે નિહાલે રૂપ
રસ રસનાએ લ્યે ગંધ ઘ્રાણે પોતે અકલ અરૂપ
મનન કરે મન તે સહુ જાણે એહેને ન જાણે કોય
એહેની સત્તાએ સહુ ભાસે પ્રકાસે સોય.

કો રેવા મથુરા કો કાશિ કોએ દ્વારકા જાએ
જગન્નાથ કેદાર જ્યાંહાં ત્યાહાં ભટકે ત્યમ ભરમાએ.

તેહેમા માહાલે તેહેમા ચલે તે તો સર્વવાસ
જ્યાંહાં ત્યાંહાં જલ પાષાણ નિહાલે છે તે નહિ વિશ્વાસ.

ગુરૂગમથી પોતામાં જાણે કરામલ કદરસાએ
આપ અનુભવાનંદ લહે તે શાને ભટકાયાએ.

*

૨૬

જ્ઞાનિ પોતે આપો આપ જ્ઞાનિ છે પોતે આપો આપ
આકાશને ધુમ્ર લાગે નહિ ત્યમ સ્પરશે નહિ પુન્પાપ.

અખંડ સમાધ્ય સદા રેહ લાગી થાએ અજપાજાપ
સાક્ષિ સ્વરૂપ સદાએ રહે છે ત્યાંહા શાનો સંતાપ.

અધ્યાત્મ અધિતભૂત અધિદૈવ સહુને છે ત્રણ તાપ.
અંતઃકરણ તણો તે દ્રષ્ટા પુરણ પોતે અમાપ.

એહેને કરમ નહિ એહેને ધરમ નહિ એહેને નહિ માબાપ
એ જ અનાથ એ જ નિરગુણ એહેવા લોક કરે આલાપ

અવળાં વચન પડે સહુ સવળાં નિજ સ્વરૂપનો થાય
જ્યમ સવળી થઈને વંચાએ અવળી પોથી છાપ.

સવળી સમજણ આવે સુઝે લેહે વરદાન શરાપ
ભાસે અનુભવાનંદ યથારથ સદ્ગુરૂ સંતપ્રતાપે.

*

૨૭

અવ્યનાસીનું અંગ લેઈને સરવ લોરથી તરસે રે,
એકલ્લ બ્રહ્મની અરંચ ગન્યા, તે પુરત પુરાતન વરસે રે. ૧

સરવ અંગેની ગ્નાંન ગમાવી, પીઉની સાથ્યે ખેલે રે,
વેદભેદનું હારથ હરી તો, તે ત્યેહેને તા મેહલે રે. ૨

નાદ બુંદનું બલ્લ હારીને, ચેતન ચંતે રમતી રે,
સદા સોહાગી લાલ સાંમ તો, તે ત્યેહેને મન ગમતી રે. ૩

અગમ વહાર સ્વગ્યમ સુરત્યમનો, તે રસ ત્યેહેને મીઠો રે
ભરમ ભુત જોઈ કયેમ ચલ્લે, જેણે વસ્તા વીસ્યંભર દીઠો રે ૪

*

૨૮

એ જ અનુભવ ઉલટ્યો, ભાગી મંનની ભ્રાંતી રે,
ગ્નાંનરવી રે ઉદે થયો, નીકલ્લી તેજની કાંતી રે. ૧

સતગુરુ એમ દયા કરી, બ્રહ્મરસ પાયો છે પ્રીત્યે રે,
સંકલ્પ સરવ સમી ગયા. રંગ વધાર્યો છે રીત્યે રે. ૨

મુલ્લ અગોચ્યર્ય ઓલખ્યો, અત્યમ અનુભવ કરતાં રે
ગોચ્યર સરવ સ્યેજ્યે થયું, પુરસ્ય પુરાતન ભરતા રે. ૩

વસ્તું વીચ્યારે વિચ્યાસુ, કંદલ્લી સ્થંભની પેર્યે રે,
એક અનેક એમ ભાસીયો, એક એક તણી-લહેરે. રે. ૪

પુરણ પુરણને પામી રહ્યું, પુરણ પુરણનુ અંસ રે,
વસ્તા વીસ્યંભર પુરસનો, રહ્યો છે અમર અનાદી વંસ રે. ૫

*

૨૯

સત ગુરુ મલતાં રે સંસે સહુ ટલ્યા,
નીરમલ નીશ્ચે થયુ છે અંગે રે,
જીવ સીવે રહીને ભોગવે,
ત્યેહનો જાંમ્યો રૂડો રંગ રે. ૧

મંગલ વરત્યાં અમાહારે માંહ્ય રે,
કરીએ વાહાલાસુ વહાર રે,
નીગમ અલગ જેને ગાય છે,
તે રેહે રૂદય મોઝાર રે. ૨

ક્ષર અક્ષરથી અલગો જે હતો,
વલગો દીઠો છે તે આપે રે,
કાલમ કોલ તે મટી ગયું,
થીરતા રહી છે તેહને થાપે રે. ૩

એ કે વીવેક રે એહેવો અવીયો,
ત્યેહેનુ આઠુ રેહે છે ધ્યાંન રે,
જનમમરણના ભે ભાગી ગયા,
ગલીયું દ્વયનુ અભીમાંન રે. ૪

આત્યમજ્ઞાંને માંને અમર થયું,
રહ્યુ રેહેવા સરખુ રુપ રે,
વરતા વીસ્યંભર પુરસને પાંમીયાં,
જે છે સરવે જીવનો ભુપ રે. ૫

*

# ૩૦

# વસ્તુગીતા

## અધ્યાય ૧

[ રાગ ધન્યાશ્રી ]

### જીવ-શિવનો ભેદ

[અનુકા]રે ઓમ આપને, જે હું આદ્ય પ્રમાણ;
ઓમ્ [અંશી] મધ્યે સદા, તે હું અંતે નિર્વાણ. અનુ. ૧

ઓમ્ હું ગણપતિ નાથ કહાવું, ઓમ હું સ્તુતિ ઓમ્ કરું;
ઓમ-કૃપાએ ઓમ્ લહું, બીજું ચિત વિચ ના ધરું. ,, ૨

વસ્તુગીતા એ ગ્રંથ બોલે, ઓહંગ અકલ અરૂપ;
આદ્ય બિંબ ઉદ્યોત એહેવો, અકલ સ્વે સ્વરૂપ. ,, ૩

જે મન ન જાણે, બુધ્ય ન વોલે, ચિત્તે ના ચિતવાય;
અહંકાર માંહાં આવે નહીં, તે સોહં સોહં ગાય ,, ૪

[આપમાં] હો તે જ બોલે, અને તે જ જાણે આપ;
તે જ તે જ તે જ સબ માંહાં, તે જપે છે જાપ. ,, ૫

તે જ તે તેહને સ્તવે, નામરૂપ શું બોલશે ?
ગ્રંથનો આરંભ માંડ્યો, તે તેહેનું પદ બોલશે ,, ૬

દેહવાલા દેહ જોશે, કવિજન જોશે વાણ,
નિશ્ચેવાલા નિશ્ચે જોશે, જેહેની જે પહેચાણ. ,, ૭

ભરમ સહિતા બ્રહ્મ બોલે, ૐ સોહંગ સ્થિતિ કરી,
ધર્મ સહિત કર્મ માંહી, અંતતઃ લક્ષે હરિ. ,, ૮

અદ્વૈત સહિતા દ્વૈત કહેવું, તે પરબ્રહ્મનો અવધાર,
વાચ્ય-રહિતા વાણ્યવર્ણિત, આપે આપ નિરધાર. ,, ૯

દૃષ્ટાંત-વર્જિત એ વારતા, સર્વ દૃષ્ટાંત હેતુ-દૃષ્ટમાં,
સિદ્ધાંતનો સિદ્ધાંત એહેવો, કામ આવે કષ્ટમાં. અનુ. ૧૦

તે હું હરિ કરે વેગરે, જેહેને સર્વ કહે છે જીવ,
જીવ વડે જ [ગત સહુ] દીસે, અને શિવે દીસે શિવ. ,, ૧૧

[એ] જીવ શિવનો પટંતરો, હવે તે કહું નિરધાર,
[છે] શિવ સદોદિત રવે જ્ઞાને, અને જીવ રહે અંધકાર. ,, ૧૨

જીવને તો જન્મ લાગ્યા, શિવ અજન્મા આપ,
શિવને કેવલ બ્રહ્મસ્થિતિ, જીવને ત્રિવિધ તાપ. ,, ૧૩

અજબ એહેવી ભૂલ ભાઈ, જે છતે અણછતું થઈ [ગયું]
છાયા પૂઠે આપ દોડયો, પદ પોતા પાસે રહ્યું. ,, ૧૪

પુણ્ય આચરતાં પાપ થાયે, પણ તેહને દેખે નહી,
જૂઠાને ન સાચું લાધે, જો ફરી આવે સકલ મહી. ,, ૧૫

આપ સાચે સર્વ સાચું, આપ જૂઠે સર્વ જૂઠા,
પણ મૂરખ હીંડયા શોધવા, પદ રહી ગયું પૂઠા. ,, ૧૬

રાયને જ્યમ રંકનું, વળી સ્વપ્ન લાધે સત્ય,
ત્યાંહાં વૈભવ શો રાજ્યનો, [જ્યાંહાં] ફરી ગઈ છે મત્ય ? ,, ૧૭

શિવે જીવ એમ ભાસિયો, (તે માટે) એહને કેહે એહેનો અંશ
જીવ યોનિ અનંત વિસ્તર્યો, એમ વાધ્યો મોકળો વંશ. ,, ૧૮

જીવ નામ તે જગતમાં, કો કાલ નરતો નથી;
[અજ્ઞાને] ના કળે આપે, પ્રણમે નહિ પૂરણ [કથી] ,, ૧૯

જેમ વસ્ત્ર તે વપુ ધરે, ટં જ્ય ભાત્ય અપાર;
લીલાં પીળા કાળાં રક્ત, શ્વેત જ્યમ અલગ પ્રકાર. ,, ૨૦

અનંતે વપુ એમ ધરે ભૂલ્યે, પણ સંતોષ ન પામે લેશ:
કભી ઊંચો કભી નીચો, જ્યાંહાં ત્યાંહાં કર્મ કલેશ. ,, ૨૧

લોલુપ વાધે લોભની. તેણે ઠરવવાનો નહિ (કહીં) ઠામ;
ભોગ વિવિધ તન આચરે, ત્યમ ત્યમ વાધે કામ. અનુ. ૨૨

વિલાસ કાયા સંગ કરે, આવરણ શક્તિના સંગમ;
[તેણે] દન્સનું સ્વપ્ન ન લાધે, જ્યાંહાં ત્યાંહાં ભગ ને લિગમાં. ,, ૨૪

આવરણ શક્તિ, વિક્ષેપ શક્તિ, અજ્ઞાન શક્તિના પેટમાં;
એમ ત્રણ શક્તિને વશ થઈને, [જેમ] પડ્યો વૈતરો વેઠમાં. ,, ૨૪

વૈતરો તો વેઠમાં [પડ્યો], વળી આ તો માને સાર;
અસ્ત્રી સાથે [મગન] થઈને, વહે કુળના ભાર. ,, ૨૫

પુત્ર [દારા-ધન] વાંછે, વળી વાંછે કરવા રાજ;
વૈરાગ પામવા કભી ન વાંછે, અને વધારે બહુ કાજ. ,, ૨૬

જેમ મરગલો ફાળો ભરે, જોઈ કાંસનું નીર;
[તૃષા] તેણે ભાગે નહી, પછે થાકી જાય શરીર. ,, ૨૭

એહેવાં દુઃખ છે અતિ ઘણાં જેહેનો નિશ્ચે ગયો વિલાય;
[જગન્નાથ શું] ચિત્ત ન જોડે, જડ [તે જગે રોલાય.] ,, ૨૮

ચેતન તે જેને આતમજ્ઞાન, જડ [તે જેહેને દેહ પ્રમાણ];
આત્મ કહે તે લાગે અવળું અને જડ [ભોગનું તેહેને] ધ્યાન. ,, ૨૯

સવળે અવળું એમ ભાસે, તે તો દષ્ટિનો વિકાર;
ભરમે ભૂલ વાધી ઘણી કોણ સમજાવે સાર ? ,, ૩૦

સંખ્યા જીતનો સંગ ભાવે, જયમ મોંને મિષ્ટાન્ન:
કડવું કડવું [કહાડી] નાખે, એ એહેનું દષ્ટાન્ત. અનુ. ૩૧

ચિત્ત ભરમ એહેવો થયો, (તેણે) ચિતમાંહાં પેઠો ફેર;
જંજાળ લાગી નવનવી, એમ થયો ફૂલી મેર. ,, ૩૨

જીવ સૂત્ર [તે] એહેવું ચાલે, કસૂત્ર, કુસંગ, કબૂધ;
સૂધા ત્યાંહાં સમજે નહી, જ્યાંહાં ત્યાંહાં કરે વિરોધ. ,, ૩૩

સકલ બ્રહ્મના ધામમાં, એ [એમ] કરે પ્રપંચ;
ચાલી વચમાં જઈ ઊઠયો, તે કયમ બૂઝે અંચ ? અનુ. ૩૪

ત્રિવિધ માયા એહેને લાગી, આસુરી દૈવી રાક્ષસી;
ત્રિગુણ લેઈને સંભવી, જયાહાં ત્યાહાં ભરમાવે [હસી]. ,, ૩૫

દૈવી માયાએ સિદ્ધિ પમાડી, માન-રસ પાઈને પોષિયો;
સ્વર્ગ સુધી થયો અધિકારી, પણ અંતે પાયો શોષિયો. ,, ૩૬

આસુરી માયાએ અસુર કીધો, સુરપણું સહુ હારિયો;
મૃત્યુલોકમાંહાં મરડી નાખ્યો, એહેવે મારે મારિયો. ,, ૩૭

રાક્ષસી માયાએ સંક્રિયો, કરી ભૂત [તણો] અવતાર;
ધ્રુણે ધુણાવે ઉતાર મૂકે, એમ સહે બહુ માર ,, ૩૮

એમ નીચો ઉતરી ગયો, નવ ગ્રહે ઊંચી શાખ્ય;
ભૂત-પ્રેતનાં ટોળાં બાંધી, કેહે તેહેનો બહુ દાક્ષ્ય. ,, ૩૯

પરમેશ્વરના પેટ માંહે, એ કરમિયો કેહેવાયે;
સરજ્યો તે તો હરિ વડે, પણ હરિને ન ઓળખાયે. ,, ૪૦

જન્મ-અંધ જયમ પુત્ર જનમે, ઉછરી મોહોટો થાય;
પછે તેહેને પૂછીએ જે કેહેવી તાહારી માયા ? અનુ. ૪૧

તેણે તે કહેવાય નહિ, ત્યમ એ ન લહે બ્રહ્મ;
અદ્વૈત-સહિતા દ્વૈત કહ્યું, તેહેનો એહેવો ભરમ. ,, ૪૨

પોપવિતા પરખ્યા વિના, જીવ એહ જડ જાત;
સર્વે ઔષધિ જે ત્યાંહાં, તે એહેની સાથ. અનુ. ૪૩

ઓળખ્યા વિના નાથ આચરે, જોવા એહેનું મુખ;
અંગ રહે થકે સંગ નહિ, પામે ઘણું ઘણું દુઃખ. ,, ૪૪

ભાઈ, ખર ચંદન જયમ ભાર વહે, પણ શુદ્ધિ ન જાણે લેશ;
જડ માથે ચેતન [ગ્રહે], માને નહિ ઉપદેશ. ,, ૪૫

હું હરિરૂપ એમ બોલાયે, તેણે જાણું જીવના અંત ને આદ્ય;
જીવ માહ્યંના જીવ હોયે, તેણે પુરાયે નહિ સાધ્ય. અનુ. ૪૬

ભૂત ભવિષ્ય વર્તમાન જાણું, પણ પૂછ્યા વિના ન કેહેવાય;
કહિયે પણ માને નહીં, પછે ગુરુપદ ઝાંખું થાય. ,, ૪૭

બ્રહ્મા ગુરુ વિષ્ણુ ગુરુ, ગુરુ [તે] દેવ મહેશ્વરા;
અધિક ગુરુ [પરમાતમા]. જે વિવેકે સહુ માંહ્યાં વિસ્તર્યા. ,, ૪૮

[જ્ઞાન સારુ] દૃષ્ટાંત તે તે, રવિ બિંબ શું કેહેવાય;
અવરથી અળગો, સર્વ માંહે રહે, છે તે [તેહે]નો મહિમાય. ,, ૪૯

અજ્ઞાન ગુરુ તો અનેક જાતના, સંત ગુરુનું રૂપ સત્ય એક:
દેહ ધરી વિદેહ રહે છે, તેહેને નિત્ય વસ્તુ-વિવેક. ,, ૫૦

પરબ્રહ્મનું રૂપ પોતે, સદેહી પુરુષ શ્રી રાજ;
સગુણ નિર્ગુણ બેહુ જાણે, એહેવા એ મહારાજ. ,, ૫૧

ગુરુ નામ તે તે જ માટે, ગરવાઈ એહેની ગૂજ;
ગમ લેઇને અગમ રહેવું, એહેવી એહેની બૂઝ ,, ૫૨

ગુરુગમ સહિતા જીવ પરીક્ષણ, કહ્યું હંસ તે જાણશે;
વાચક વાદી વાદ કરીને, તે તેહેનો મત તાણશે. ,, ૫૩

પંચ (મહા)ભૂતનો પરિવાર કેહેશે, જે સાંખ્યનો મહિમાય;
તાલ કરીને તે તે બોલે, સમઝ્યે શીતલ થાય ;, ૫૪

ગુરુગમ સહિતા જીવ પરીક્ષણ. પૂર્ણ કહ્યું પરમાણ;
વસ્તા વિશ્વંભર સ્વયં ભર્યા, તે જાણે સંત સુજાણ. ,, ૫૫

પ્રથમ ક્ષીર નીર ન્યારું કરું, તે ફરી ન ભેળું થાય;
જીવ-શિવનો ભેદ ભેદ્યો, થયો પૂર્ણ પ્રથમો અધ્યાય. ,, ૫૬

## અધ્યાય ૬

## સાંખ્યયોગ

સૃષ્ટિની આદે અદ્વૈત બ્રહ્મ, નામ-રૂપ-ગુણે રહિત એક;
તેહેને વિષે માયા પ્રથમ વિચરતી, કહું તેહ તણો વિવેક. ૧
વિવર્ત મેં તાં કલ્પી કેહી, તે બીજે પ્રકારે જોય;
રજ્જુ-સર્પવત એ ઊપની, મર્મ એહેનો સોય ૨
નથી તે દેખાઈ આવ્યું, એ માયાનું રૂપ;
જેહેને દીઠું તે જ સાચું, મિથ્યા અવર સ્વરૂપ. ૩
નિર્વિકલ્પ જે બ્રહ્મ પૂરણ,(તેહેને) અહં બ્રહ્મની ભાવના થઈ;
તેહેનું નામ (તે) માયા કેહેવાયે, અગુણી ઊભી રહી. ૪
(તે) માયાને મળ્યું (જે) બ્રહ્મ આપે, તે(હેનું નામ) ઈશ્વર કેહેવાય;
નથી તેહેનું નામ ધરાવી, અધિક અધિક દેખાય. ૫
તે ઈશ્વરને ઇચ્છા ઊપની એહેવી, જે હું બહુરૂપ થાઉં ઘણો;
તેહેનું નામ તે મહત્ તત્ત્વ કહિયે અહેવો ભરમ છે એ તણો. ૬
અથવા જે અવ્યાકૃત કહિયે (તે) ઈશ્વરનું કારણ શરીર જાણ્ય;
તે માંહે સર્વ સૃષ્ટિનાં બીજ છે, એહેવું એ નિર્વાણ્ય. ૭
તે મહત્ તત્ત્વથી ત્રિગુણ થયા, અહંકાર થયા ત્રિવિધ્ય;
સાત્વિક રાજસ તામસી, ત્રિવિધ શક્તિની સિધ્ય. ૮
સાત્વિક અહંકારને [જ્ઞાનશક્તિ, રાજસ અહંકારને] ક્રિયા જાણ
તામસ અહંકારને દ્રવ્ય શક્તિ, એહેની ત્રણેને તાળ તાણ. ૯
ઈશ્વરે દ્રવ્ય શક્તિ સાહામું જોયું,
ત્યારે તામસ અંહકાર ત્યાંહાંથી ઊપન્યો,
તેથી પચ ને પંચ તન્માત્રા થયાં એણી પેરે એ નીપન્યો. ૧૦

ઈશ્વરના તમોગુણથી આકાશ થયું,
આકાશના દસે અંશમાં વાયુ હોય;
વાયુના દસ અંશમાંહાં તેજ થયું,
તેજના દસ અંશમાંહાં જલ સેય. ૧૧

જલના દસ અંશમાંહાં પૃથ્વી હવી, પંચ મહાભૂત એમ પ્રકાશ;
પંચવીસે જે પંચના થયા, કહું તે તણો વિવેક વિકાસ. ૧૨

શબ્દ ગુણ આકાશનો, શબ્દ સ્પર્શ (દ્વિગુણ) વાયુ માંહાં, હોય,
શબ્દ સ્પર્શ રૂપ (ત્રિગુણ) તેજમાંહાં,
શબ્દ સ્પર્શ રૂપ રસ (ગુણ) ચતુષ્ટય જલમાંહાં સોય. ૧૩

શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધા, એ પંચ ગુણ પૃથ્વીમાંહ રહ્યા;
પંચે પંચના ગ્રહી રાખે, જે જયમ થયા ત્યમ ક્રમે કહ્યા. ૧૪

કારણનો કારજ વિષે પ્રવેશ થયો, હવે કહું તે તણો જે ક્રમ;
વૈરાટ લઈને વિસ્તર્યો, એહેનો એહેવો ભ્રમ. ૧૫

તમો તણા ગુણ લેઈને કારજ જે થયાં તે એ તો કહ્યાં;
રાજસ ને સાત્વિકે થશે, તે તો હાવે કેહેવાં રહ્યાં. ૧૬

ઈશ્વરે ક્રિયા શક્તિ સાહામું જોયું,
ત્યારે રાજસ અહંકાર ત્યાંહાંથી સ્ફુર્યો;
રાજસ અહંકારથી પંનર તત્ત્વ નીપનાં,
પંચ પ્રાણ દસ ઇન્દ્રી જુઓ. ૧૭

ઈશ્વરે જ્ઞાન શક્તિ સાહામું જોયું, ત્યારે થયો સાત્વિક અહંકાર,
સાત્વિક અહંકારથી દેવસાહત પંચીક થયું,
એમ એહેનો વિસ્તર્યો વિસ્તાર. ૧૮

*

## ૯. મૂળદાસ

### ૩૧

સુંદર વરની ચૂંદડી
માંઈ છે આતમરામનો આંક
વોરો સંતો ચૂંદડી !
તપતીરથ મેં બહુ કર્યાં વ્રત કર્યાં રે અપાર,
ભગવત ભવાની બહુ ભજ્યાં, મારે હરિવર વરવાની આશ.
—વોરો રામા ચૂંદડી.
બ્રહ્માએ વણ વાવિયાં ને વીણે ચારે વેદ.
સનકાદિકે સૂતર કાંતિયાં, તેને કોઈ ન જાણે ભેદ—વોરો રે૦

ત્રિગુણ તાણ્યો તાંતણો ને, માંઈ પ્રેમનો રસ પાણ,
વૂરત સૂરત નળી ચાલતી રે, વણનારા ચતુર સુજાણ—વોરો રે૦

વિદુર વ્યાસે રંગી ચૂંદડી ને શુકદેવે પાડી ભાત.
સદ્બુદ્ધિએ બુટા જડ્યા ને એની જૂજવી જૂજવી ભાત—વોરો રે૦

ગુરુએ ઓઢાડી મને ઘાટડી રે, ઉપર શ્રીફળ સુંદર ચાર;
નિર્ગુણ સાથે સગાઈ કરી મારા પુણ્યનો નહિ પાર—વોરો રે૦

વિવેકના તો વીવા રચ્યાં ને લીધાં વૈરાગ્યનાં રે લગન,
પ્રભુજી વર પધારિયા રે મારું મોહે ભરણુ છે મન—વોરો રે૦

મન ક્રમ વચને આગરૂ ને મેં મેલી લોકડિયાંની લાજ,
હથેવાળો હરિ સું જડ્યો ને માંઈ છે વાણી તણી વરમાળ—વોરો રે૦

રાતો રંગ રહેણી તણો રે એનો પુરણ લાગ્યો પાસ,
અનંત જુગે નહિ ઉમટે રે વાણી ગાય છે મૂળદાસ
વોરો રે રામા ! ચૂંદડી.

*

ઈશ્વરના તમોગુણથી આકાશ થયું,
આકાશના દસે અંશમાં વાયુ હોય;
વાયુના દસ અંશમાંહાં તેજ થયું,
તેજના દસ અંશમાંહાં જલ સેય. ૧૧

જલના દસ અંશમાંહાં પૃથ્વી હવી, પંચ મહાભૂત એમ પ્રકાશ;
પંચવીસે જે પંચના થયા, કહું તે તણો વિવેક વિકાસ. ૧૨

શબ્દ ગુણ આકાશનો, શબ્દ સ્પર્શ (દ્વિગુણ) વાયુ માંહાં, હોય;
શબ્દ સ્પર્શ રૂપ (ત્રિગુણ) તેજમાંહાં,
શબ્દ સ્પર્શ રૂપ રસ (ગુણ) ચતુષ્ટય જલમાંહાં સોય. ૧૩

શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધા, એ પંચ ગુણ પૃથ્વીમાંહ રહ્યા;
પંચે પંચના ગ્રહી રાખે, જે જયમ થયા ત્યમ ક્રમે કહ્યા. ૧૪

કારણનો કારજ વિષે પ્રવેશ થયો, હવે કહું તે તણો જે ક્રમ;
વૈરાટ લઈને વિસ્તર્યો, એહેનો એહેવો ધ્રમ. ૧૫

તમો તણા ગુણ લેઈને કારજ જે થયાં તે એ તો કહ્યાં;
રાજસ ને સાત્વિકે થશે, તે તો હાવે કેહેવાં રહ્યાં. ૧૬

ઈશ્વરે ક્રિયા શક્તિ સાહામું જોયું,
ત્યારે રાજસ અહંકાર ત્યાંહાંથી ફુર્યો;
રાજસ અહંકારથી પંનર તત્ત્વ નીપનાં,
પંચ પ્રાણ દસ ઇન્દ્રી જુઓ, ૧૭

ઈશ્વરે જ્ઞાન શક્તિ સાહામું જોયું, ત્યારે થયો સાત્વિક અહંકાર,
સાત્વિક અહંકારથી દેવસાહત પંચીક થયું,
એમ એહેનો વિસ્તર્યો વિસ્તાર ૧૮

*

## ૯. મૂળદાસ

### ૩૧

સુંદર વરની ચૂંદડી
માંહિ છે આતમરામનો આંક
ચોરો રાતો ચૂંદડી !
તપતીરથ મેં બહુ કર્યાં વ્રત કર્યાં રે અપાર,
ભગવત ભવાની બહુ ભજ્યાં, મારે હરિવર વરવાની આશ.
—ચોરો રાતા ચૂંદડી.
બ્રહ્માએ વન વાવિયાં ને વીણ્યે ચારે વેદ.
સનકાદિકે સૂતર કાંતિયાં, તેનો કોઈ ન જાણે ભેદ—ચોરો રે૦

ત્રિગુણ તાણો તાંતણો ને, માંહિ પ્રેમના રસ પાણ,
સુરત સુરત નળી ચાલની રે, વણનારા ચતુર સુજાણ—ચોરો રે૦

વિદુર આવે રંગી ચૂંદડી ને શુકદેવે પાડી ભાત.
સદ્બુદ્ધિએ બુટા કર્યા ને એની જૂજવી જૂજવી ભાત—ચોરો રે૦

ગુરુએ ઓઢાડી મને ચાટડી રે, ઉપર શ્રીફળ સુંદર સાર;
નિર્ગુણ સાથે સગાઈ કરી મારા પુણ્યનો નહિ પાર—ચોરો રે૦

વિવેકના તો વીવા રચ્યાં ને લીધાં વૈરાગનાં રે લગન,
પ્રભુજી વર પધારિયા રે મારું મોહ્યું છે મન—ચોરો રે૦

મન કર્મ વચને આણ્યું ને મેં મેલી લોકડિયાંની લાજ,
હથેવાળો હરિશું મળ્યો ને માંહે છે વાળી તણી વરમાળ—ચોરો રે૦

રાતો રંગ ચૂંદડી તણો રે એનો પુરણ લાગ્યો પાશ,
અનંત જુગે નહિ ઉતરે રે વાણી ગાય છે મૂળદાસ
ચોરો રે રાતા ! ચૂં

## ૩૨

નિગમ વેદનો નાદ સાંભળી
માારા ચિત્તમાં લાગ્યો ચટકો રે.
જાગીને જોતાં મિથ્યા માયા
માંડ કર્યો છે મટકો રે–
જીવ જગમ બેઉ અણછતાં છે.
ઘટપટાદિક ઘટકો રે.
નિષેધ–પદ તો નિશ્ચે ગયું છે,
હવે નહીં ખટપટનો ખટકો રે–
નર નાટકમાં, નાટક નરમાં,
નાચ્ય નિરંતર નટકો રે.
મૂળદાસ સોં બ્રહ્મ સનાતન
વ્યાપક બીજ વટકો રે—
નિગમ વેદનો નાદ સાંભળી૦

*

## ૩૩

એક દેહ એક આતમા, તેમાં ભિન્ન ભિદન જીવ ભાસે.
એ કારણ અંતઃકરણનું, બુદ્ધિ બોધ પ્રકાશે.
જે વાસમાં ચક્ષુ વિશે, તેવો દિનકર દેખે,
રાગ શ્વેત પીત વરણ, પરપંચમાં પેખે.
બુંદ પડે બહુ ભાતના, જાડાં કાંઈ ઝીણાં.
ઘન ગગનમાં એક છે, નંઈ કાંઈ મોટાં ને હીણાં.
સ્વાત બુંદ એક આતમા, જ્ઞાને લેજો ગોતી,
અંતઃકરણમાં આવતાં એક વિષ ને એક મોતી.

જેવા જેને સતગુરુ મળે, તેવું તે જાણે,
આંટી પડી અજ્ઞાનની, તે લઈ ગુણમાં તાણે.

હું-તુંપણું એ અણછતું, મારું ને તારું,
વિગત નથી વસ્તુ વિશે, પોતાનું ને પ્યારું.

સૂતાને સંશય ઘણો, પરપંચમાં પ્રમાણે,
મૂળદાસ કહે બ્રહ્મ મૂળગો, જાગે તો જાણે.

*

## ૩૪

પંડ્ય ને વરમંડમાં જ્યારે વાણી નો'તી ત્યારે
નભમેં બુંદ નવ ઝરતા રે જી
બ્રહ્મા ને વિષ્ણુ મહેશ્વર નો'તા રે
ત્યારે આપોઆપ અકરતાજી રે જી
સાચો સાચો મહાધર્મ છે હાં
બા'ર ને ભીતર એક બ્રહ્મ છે જી.

મનથી માયા રે સે'જ રચાયો,
ત્યારે નાદ ને બુંદ પરકાશ્ય રે જી
પાંચે રે તતવ લઈને પરગટ કીધાં રે જી
ત્યારે ચૌદ લોક રચાવ્યા જી
સાચો સાચો મહાધર્મ છે હાં.

મૂળ મહામંત્ર લેને પંથ પરકાશ્યો,
ત્યારે ઘાટે ને પાટે પુંજા કીધી રે જી;
પાંચે ય મળીને મહાવ્રત સાધ્યા રે
ત્યારે નામ તો ધરાવ્યાં નીમાધારી રે જી—સાચો૦

મેરુ શિખરથી ગંગાજી મંગાવ્યાં જી
વાચે ને કાછે તરવેણી જી

ભગત જગતને હોને એંધાણી રે
શબ્દું'માં રે'ણી ને કે'ણી રે જી.—સાચો૦

ધ્યાન ને ધરમ લૈ પરમાથ પેખો રે
આપો પણ નવ લેખો રે જી,
ગરુને વચને તમે હુઈ કરી હાલો રે,
સરવામાં નિરંજન દેખો રે જી—સાચો૦

ગુરુજી ભેદે ને ચાર વેદે જી,
ત્યાંરે ભગતી લૈ શિવજીને દીધી રે,
શિવ ને શક્તિ મળી ધરમ ચલાવ્યો રે જી.
ત્યારે ઉમિયાજી પાટ પધાર્યાં રે જી.—સાચો૦

શબ્દ નિત હોઈ અને ઉનમૂન રેના જી,
ત્યારે જાત વરણ નવ ભાસો રે જી,
મૂલદાસ કે' જે નર ભીતર જાગ્યા રે જી,
તમે મહા રે ધરમને પાળો રે જી.—સાચો૦

*

## ૧૦. ભાણસાહેબ

### ૩૫

સત્ ગુરુ મળીયા સેજમાં. જેણે સતનો શબ્દ સૂનાયો.
ચોરાશીનો રાહ ચુકાવી. અખંડ ધામ ઓળખાયો. સત્ ગુરુ, ટેક
પંથ હતા સો થીયા પૂરીપુરણ, નવધા નામ મીટાયો,
ફનામ દશા આવી દીલ ભીતર. એકમેં અનેક સમાયો. સત્ ગુરુ ૧

અનેક હતા સો અખંડ સમાયો, નહિ જાયો આયો,
જીક્કર કરતાં ગઈ જામની. સોહં સાહેબ પાયો સત ગુરુ ર

જપ તાપ તીરથ જોગ ન ધરતા, અગાંગ એરહો પાયો,
ખટ દર્શનમાં ખોજ કરીને, ફરી ફરી ફેર જ આયો, સત્ ગુરૂ ૩
અનંત કોડમાં આગે ઉભા, સમસ્યા યે સાધ કહાયો,
નદી ભાગો દરિ બીતર બેદા, જ્યોતિ મેં જ્યોતિ મીલાયો. સત ગુરૂ ૪

૩૬

સતગુરૂ સાહિબ મોહિ મલ્યા, જેણે અમ્મર નામ ઓળખાયો.
ગુરૂ પ્રતાપ સાધુકી સંગત, ભક્તિ પદારથ પાયો. સત્ ગુરૂ ટેક
કથતાં બકતાં ભયો કિનારો, ઉનમુનિ કે ઘર આયો,
નગર લોક સબ નીંદ ચલાયા જત નીશાને ઘુરાયો, સત ગુરૂ ૧
ચાર મળી ચેતન ઘર આયો, પદ્મ પાંચ ખોલાયો,
શબ્દ એક ટંકશાળ પડે ત્યાં, નીરભય નામ સુણાયો. સત્ ગુરૂ ૨
હંસ દેહશુદ્ધ ધૂમ મચાયો, માંહિ સમી હું માયો,
નદી નાવ સબ નીંદ ચલીઉ, સાયર નીર સમાયો. સત ગુરૂ ૩
અક્ષર એકમેં જુગ ઉપાયા, સોહં નામ સવાયો.
અકળ પુરૂષ અવતાર ધરે ત્યાં ભાણ દેવ બેદ પાયો. સત ગુરૂ ૪

## ૨૧. રવિસાહેબ

### ૩૭

આતમા નીરખોરે નીરવાણ,
સતગુરૂકે પ્રતાપ જ્ઞાન. અનભે ઉર જાગ્યા,
પપીયલ મીન બીહંગ. ખોજકે ભ્રમ ભે ભાંગ્યા
પરી ઉત્તર સતગુર કહે, જાકી કળા અનંત,
વેદ બુદ્ધિ બુધનાં લહે, કોઇ સમજત વીરલા સંત. આતમા

નાભિ પવનકા મૂળ, મન અષ્ટ કમળ માંહી,
ત્રિકુટી વાકો અસ્થાન, દોઈ મીલ તીયાં સમાઇ
શબ્દ સૂનસે ઉઠત હે. ફેરહી સૂન સમાય,
નાદ લીન ભયો બીદુમેં, બીંદુ નીરંતર રાય. આતમા.

જીવકી શક્તિ અજ્ઞાન. શિવકી શક્તિ માયા,
એ દોનું સે ભીન્ન, અખંડ અદ્વૈત અજાયા,
જીવ શિવ કેવા નહી, હમ તમ નહી કોઈ હામ.
અત્રીત પદ પર આતમા, એક નીજાનંદ નીજ ધામ. આતમા.

પાચ તત્ત્વકે બીચ, મીલકર જીવ કહાયો,
દેહી ઇંદ્રી મન પ્રાણ, માનસો માંઇ બંધાયો,
સોહં બ્રહ્મ અધાત હે. લીપે છીપે નહી સોઈ,
ઘટઘટ પરગટ રમ રીયા. ચીને વીરલા કોઈ. આતમા.

સો સત્ગુરૂકો દેશ, નીગમ નેતી કર ગાવે.
બ્રહ્મા વિશ્નુ મહેશ. ખોજ કોઈ પાર ન પાવે,
નીજાનંદકું અનુભવી. નામ રૂપકો નામ,
બ્રહ્મ ગાન હોઈ બોલીયા, અણજતા રવિદાસ. આતમા

*

## ૩૮

કોઈ કેહ'દારે કહત ન આવે મોઇ. ટેક.
દેખે વાકું વાચા નાંહી, વાચા દેખત નાંહી,
ગૂંગેકી ગત ગુંગા જાણે, સમજ સમજ મુસકાઈ. કોઈ. ૧
સૂરેકી ગત સૂરા જાણે, કાયરકું કસ નાંઈ,
કથણી બકણી કામ ન આવે, આપમેં આપ સમાઇ. કોઈ. ૨
જાકે આંગન કલ્પવૃક્ષ હૈ, સો પણ ભૂખ્યા નાંહી,
જાકે દીલમે દાવા તાંહીં, વાકું ભીતીયા સાંઈ. કોઈ. ૩
મરજીવા સો મોતી લાવે, ઉપર રહે સો તારા.
ઘીકા સ્વાદકીં જીભ્યા જાણે, ક્યું કહે મીઠા ખારા. કોઈ. ૪
કહે રવિરામ ભાણ પ્રતાપે. ઈ ગમ અપારા.
લુંણકી પુતળી ગઈ જળમાં, ક્યું કર નીકસેં બારા. કોઈ. ૫

## ૩૯

લોહી માટીકા ચણીયા બંગલા ખૂબ બન્યા ખૂબ બન્યાજી.
તીનસો સાઠ વાકું ચીરા લગાયા, ચોસઠ બંધ બંધાયા.
બોંતેર કોઠા બે માઈ જાળી. ઉપર ચમડા છાયા. બંગલા ૧
હીરલા માણેક જ્યોત અપારા. વરસે અમૃત ધારા.
મરજીવા નર ચડે મેહાનો નીરખે નીરખન હારા. બંગલા ૨
ઈ બંગલા પર છત્ર બીરાજે. વહાં ઉનુકા રાજા,
સુખમન નારી સેજ બીછાવે, બાજે અનહદ બાજા. બંગલા ૩
માંહીકા માંહી ન્યારા, એસા ખેલ રચાયા;
કહે રવિરામ ભાણ પ્રતાપે, અબે અમ્મર ઘર પાયા. બંગલા ૪

## ૪૦

સંતો ગુરૂગમ લહે સો જ્ઞાની,
અંતર પ્રેમ ઉજાગર અનભે, જાકી નીહચળ બાની. સંતો.

ચંચળ મારી નીહચળ બેઠા, નિરમળ હોઈ સમાધી,
શિલ સંતોષ રહે સમ ધારણ, વસ્તુ અગોચર લાધી સંતો.

નાભિ બેઠ ગગન ગરજાવે, આઠ પહોર આનંદા,
ચલે પાધરે પછીંમ મારગ મીલાવે સૂરજ ચંદા. સંતો.

શશી સૂરમેં સૂર શશીમેં, અણસારે ઉલટાવે,
નીરખે પલ પલ નૂર નીરંતર, અનહદ નાદ બજાવે, સંતો.

રહે અડોલા બોલ અબોલા, જાણપણા જલ જાઈ,
કહે રવિરાંમ વિરલા સંસારી, ઉલટા કાળકું ખાઈ. સંતો.

*

## ૪૧

સંતો બૂજે બાવન બારા.
કે હરદે ગુરૂગમ પ્રગટે, સો ખેલે ચોધારા. સંતો. ટેક

પચીશ પરીબ્રહ્મસેં ઉપજે. સ્યાના સમજી જાવે.
ઈ દીશે સોઈ રમે અકેલા. આપે નાવ ચલાવે. સંતો. ૧

નયન કમલસેં નીરખ્યા નટવર, ખોલ્યા કરમ કપાટા.
દીલસેં દરસ્યા દેવ નીરંતર નકરા હુવા નીરાટા. સંતો. ૨

અકળી કળા કળવામેં નાવે, અનુભવી એને બૂજે.
સોહં સોહં શબ્દ ઓળખો, ચૌદ લોક તો સૂજે. સંતો. ૩

ઝલકત જ્યોતિ નૂર અપારા, મનવા તીહાં મીલાયા.
કહે રવિરામ ભાણ પ્રતાપે, અજર અમર પદ પાયા. સંતો. ૪

*

## ૧૨. મોરારસાહેબ

૪૨

અચરત નજરે આયા સંતો, જલમેં જ્યોતિ જગાયા. એક અચરત ટેક.
બીનાં મૂળ એક તરૂવર ઠાડા. ડાળ પાત નહીં છાંયા.
ફળ બીના ફુલ ફુલ બીન ફળીયા, તીન લોક છવરાયા. એક અચરત. ૧
વિનાં પાળ એક પંખી બેઠા, પગ પાંખ નહી કાયા.
વિના ચાંચ હંસા ચુગતા હે. મોતી ગોતી લાયા. એક અચરત. ૨
વિનાં મેઘ એક વિજ ચમુંકે, વિન વાદળ વરસાયા.
અધર દરિયા સૂભર ભરિયા, સમુદ્ર લેહેર સમાયા. એક અચરત ૩
બીન પૃથ્વિ એક પરવત ઠાડા. તા પર જલ જમાયા.
ઉન જલ બીચ એક જોગી બેઠા, નૂરતે નાદ બજાયા. એક અચરત ૪
જુગત બેટીએં માતા જાયા, પુત્ર પિતાકું જાયા.
રાજ મોરાર રવિ કે ચરણે, તુરત તમાસા પાયા. એક અચરત ૫

૪૩

અજબ આરતી અખંડ ધૂન ગાજે, નૂર તખ્ત પર સતગુરૂ છાજે. અજબ ટેક.
પૂરણ બ્રહ્મ પુરૂષોત્તમ પૂરા, ઝલમલ ઝલકે વરસે નૂરા. અજબ. ૧
અક્ષરાતીત અછત અવિનાશી, સબ ઘટમેં પૂરણ પ્રકાશી. અજબ. ૨
અખંડ આદિત ઉધોત ઉજારા, સ્વે પ્રકાશ સોહં બ્રહ્મ સારા. અજબ. ૩
બાળુદી બ્રહ્મ સોહં સુખ સીરા, રવિગુરૂ રમતા રામકબીરા. અજબ. ૪
સુરતી મનોહર મંગલકારી, દાસ મોરાર જન જાઈ બલીહારી. અજબ. ૫

## ૧૩. ખીમસાહેબ

૪૮

દરિયા ભરિયા રે જી, લાલ જી,
એહેજ સૂન સત સાગર
દરિયા ભરિયા રે જી.
પ્રારબ્ધ વિના તમે પાર નહીં પોંચો,
મટચો ન માયલો એંકાર,
સતગુરુ આગળ શીશ નુમાવીએં
તરીને ઊતરીએં ભવ પાર—દરિયા૦
જ્ઞાને પૂરા, શબ્દે શૂરા,
રેણી કરણી ટંકશાળ,
અગમ ખેલ અનહદકી આગેં
નજરે નજર નિહાળ—દરિયા૦
એક પલકમાં પાર પોંચાડે,
સોહી રામ સંભાર,
સનમુખ હે સત સાહેબ મેરા,
મન મંછા કું માર.—દરિયા૦
અનહદ નાદ નિરંતર વાગે,
પિંડ બ્રહ્માંડથી પાર,
શૂરા સાધુ સનમુખ રેવે
અધર ખેલ નિરાધાર—દરિયા૦
ભાણ સતગુરુએ ભેદ બતાયા,
બોલે શબ્દ માંઈ બાર,
ખીમદાસકું ખરા નિવાજ્યા,
રણુંકાર કિરતાર—
દરિયા ભરિયા રે જી૦

*

### ૮૫

જુવોને ગગનાં હેરી, ત્યાં બંસરી બાજે ગેરી. કોઈ જુવો. ટેક

ત્રિવેણી ટંકશાળ પડત હે, તાપર ઝણી શેરી.
અમર અજીતા આશન બેઠા, નગર બસાયા ફેરી. કોઈ જુવો. ૧

ઘડી ઘડી ઘડીઆળાં વાગે; વાગે ચ્યર ધંટેરી.
ઢોલ નગારાં શરનાઈ વાગે, ધૂન મચી ચોફેરી. કોઈ જુવો. ૨

ગગન મંડલમેં કરલે વાસા, વાંહે જોગી લેહેરી
સતગુરૂએ મુને સાન બતાઈ, જાપ અજંપા કેરી. કોઈ જુવો. ૩

શ્વાસ ઉશ્વાસ દોઈ નહીં પોગે, વાં લે લાગી ગેરી.
સૂરતે સૂરતે નામ નીરખલે, સુખમન માળા ફેરી. કોઈ જુવો. ૪

સાચા સતગુરૂ નેણે નીરખ્યા મટ ગઈ રેન અંધેરી.
ખીમદાસ ગુરૂ ભાણ પ્રતાપે, ચોટ નહિ જમ કેરી. કોઈ જુવો. ૫

## ૪૯

સાધુ તારો સંગડો ન છોડું મેરે લાલ,
લાલ મારા દિલમાં લાગી વેરાગી જી...સાધુ તારો સંગડો

કપડા બી ધોયા સંતો, અંચલા બી ધોયા,
જબ લગી મનવો ન ધોયો મેરે લાલ,
લાલ મારા દિલમાં લાગી વેરાગી જી...સાધુ તારો સંગડો.

દિલમાં લાગી સંતો, જોયું મેં જાગી હે જી
ખેલતાં માળે ઘેરી, ગગન ગાજે મેરે લાલ,
લાલ મારા દિલમાં લાગી વેરાગી જી...સાધુ તારો સંગડો.

વસ્તીમાં રેના સંતો, માંગીને ખાના જી
ટુકડે મેં એ ટુકડા કરી દેના મેરે લાલ,
લાલ મારા દિલમાં લાગી વેરાગી જી...સાધુ તારો સંગડો.

હે...જી કુડી રે આ કાયા સંતો, એમાં
માનસરોવર હંસો ઝીલન આયો લાલ,
લાલ મારા દિલમાં લાગી વેરાગી જી...સાધુ તારો સંગડો.

'ત્રિકમસાહેબ' ગુરુ ખીમને ચરણે,
હે...જી સંત મળ્યા છે સોહાગી મેરે લાલ,
લાલ મારા દિલમાં લાગી વેરાગી જી...સાધુ તારો સંગડો.

*

## ૨૫. નથુરામ

### ૫૦

અલખનામની ધૂન લાગી, ગગનમેં મગન ભયા મન મેરા,
આસન વાળી સુરતાથી, દઢ કીયા, દિયા અગમ પર ડેરા,
ઈંગલા પિંગલા દોનું સાધકે, સુખમણાં ચિત દઢ ધાર્યા.

જે નર કરે અમીના, પાણીકા હે પરપોટા,
તિનં તલપ સે નામ નિરખ લે, મેરમ ધણી હે મોટા.

જહાં તંત અનહદ કે આગે, અહોનિશ નાદ ઝણકારા,
અનહદ હોત ગર્જના, અહોનિશ અમૃત ઝરના.

સતગુરુએ મંત્ર સુનાવ્યો, મોરલી મધુરી વાગી,
નથુરામ કહે ત્રિકમ ચરણાં, તો અલખ દીયા દિદારા.

*

## ૨૬. ભીમસાહેબ

### ૫૧

જીવણ, જીવને જિયાં રાખીએં
વાગે અનહદ તૂરા રે,
ઝિલમિલ જ્યોતું ઝળહળે,
વરસે નિરમળ નૂરા રે.—

પાંચ તત્ત્વ ને તીન ગુણ છે, પચવીસાં લિયો વિચારી રે.
મથન ગોતોને મૂળનાં, તત્ત્વ લેજો એક તારી રે.—

ગંગા જમુના સરસ્વતી, તરવેણીને ઘાટે રે,
સુખમન સુરતા રાખીએં, વળગી રઈયેં ઈ વાટે રે.—

અણી અગર પર એક છે, હેરો રમતા રામા રે,
નિસદિન નીરખો નેનમાં, સત પુરુષ સામા રે.—

અધર ઝણકારા હોઈ રિયા, કર બિન વાજાં વાગે રે,
સુરતા ધરીને તમે સાંભળો, ધૂન ગગનમાં ગાજે રે.—

નુરત–સુરતની સાધના, પ્રેમી જન કોઈ પાવે રે,
અંધારું ટળે એની આંખેનું, નૂર નજરે આવે રે.—

આરે દસંદેશો સતલોકનો, **ભીમસાહેબે** ભેજ્યો રે,
પત્ર લખ્યો ગુરુએં પ્રેમનો, જીવણ, લગનેથી લેજો રે.—
જીવણ, જીવને જિયા રાખીએં.

*

## ૨૭. અક્કલદાસ

### ૫૨

મારા રામ પ્રાણિયા રે, મારા પ્રેમ પ્રાણિયા રે, તારો શેઠ નગરમાં છે,
તારો ભવસાગરમાં છે, મારા પ્રેમી પ્રાણિયા રે, તારો ધણી નગરમાં છે,

દશ દરવાજે હાટ હવેલી, ઘરું દિપક માંય દરિયા,
નવસો નવાણું નહિં નાળવાં, દિલ ભીતરમાંય દરિયો,
દશ દરવાજા, લાખો બારી, પચાસ કરોડ માંય પ્રેમી રે,
અરબત પરબત વસે અવેલિયો, લાખુ છે માંય નીમાધારી રે,
અઢારભાર વનસ્પતિ મોરી, દાડમ લીંબુ એમાં લટકે,
ચંદ્રમાંથી તેજ અપાયા, જળહળ હીરલા ઝળકે;
તેત્રીસ કરોડની દેવ કંસારી, સોળ પુરુષ માંય સાચા રે,
અનહદ હંસો માંય તાલ મિલાવે, નવસો પાતર નાચે રે,
હાથ ગાંઠીને હીરલો સાધ્યો, મહાજન મનમાં મોયાં રે,
પારખનારાં રતન પારખું, જોનારાને જડશે રે,
માલ ધન ને ખૂટે મૂડી, વીરા વિપત નહીં વરસે છે,
સિદ્ધા અક્કલદાસ ભીમને ચરણે, મથનારાને મળશે રે.

*

## ૧૮. દાસી જીવણ

### ૫૩

સતગુરુએ મુને ચોરી શિખવાડી
　　તે જ્ઞાન ગણેશિયો વડાયો રે,
પવનરૂપી ઘોડો પલાણ્યો, ઉલટી ચાલ ચલાયો રે,
ગંગા–જમનાના ઘાટ ઉલંઘી, જઈને અલખ ઘરે ધાયો રે...

ધમણ ધમુંકે તિયાં વીજું ચમુંકે, અનહદ નોબત વાગે રે,
ઠારોઠાર ત્યાં જ્યોતું જલત હૈ, ચેતન ચોકી માંઈ જાગે રે....

સાંકડી શેરી ત્યાં વાટું વસમી, માલમીએ મુંને મૂક્યો રે,
નામની તો નીસરણી કીધી, જઈને ધણીને મો'લે ઢૂક્યો રે...

શીલ સંતોષનાં ખાતર દીધાં, પ્રેમે પેસારો કીધો રે,
પેસતાંને પારસમણિ લાધી, માલ મુગતિ લીધો રે...

આ રે વેળાએ હું ઘણું જ ખાટચો, માલ પૂરણ પાયો રે,
દાસી જીવણ સત ભીમને ચરણે, મારો ફેરો ફાવ્યો રે...
　　　　　　　　　　સતગુરુએ મુને ચોરી શિખવાડી.

*

### ૫૪

પ્યાલો મે પીધેલ છે ભરપૂર, દયા કરીને દીધો પ્રેમે રસ પીધો,
નેનુમેં આયા નૂર, પ્યાલો મે પીધેલ છે ભરપૂર.　　　　ટેક.

નૂરત સૂરત સાન ઠેરાણીરે. બાજત ગગનામે તૂર,
રોમે રોમે રંગ લાગી રીયાતો, નીખ સીખ પ્રગટચા નૂર. પ્યાલો ૧

સ્થાવર જંગમ જળ સ્થળ ભરીયોરે, ઘટમાં ચંદાને સૂર,
ઘટોઘટ માંહી રામ રમતા બીરાજે, દીલ હીણાથી રીયા દૂર. પ્યાલો ૨

ભાવે પ્રીતે જેને પૂરા નર ભેટીયારે, વરસત નિરમળ નૂર,
જે સમજ્યા સતગુરુની સાનમાં, ભર્યા રીયા ભરપૂર. પ્યાલો. ૩

ભીમ ભેટ્યાને મારી બે સરવે ભાંગીરે, હરદમ હાલ હજૂર,
દાસી છવણ સત્ત ભીમનાં ચરણાં, આયો તેને ચકનાચૂર. પ્યાલો. ૪

*

## ૫૫

દેખંદા કોઈ આ દીલ માંય, ઝણણ ઝણણ ઝણ ઝાલર વાગે. ટેક.
બોલે બોલાવે સબ ઘટ બોલે, સબ ઘટમાં તો રહ્યો સમાય.
જ્યાં જેવો તીયાં તેવો, થીર કરી થાણા દીયા ઠેરાય. ઝણુણ ૧

નવે દરવાજા નવી રમતકા, દશમે મોહોલે ઓ દેખાય,
ઓઈ મહેલમાં મેરમ બોલે, આપું ત્યાગે ઓ ઘર જાય. ઝણણ. ૨

તાંત તાંત વિણ તુંબે, વીનાં મુખે મોરલી રે બજાય,
વિનાં દાંડીયે નોબત વાગે, એસાહે કોઈ વા ઘર જાય. ઝણણ. ૩

ઓઈ ડુકાને દડ દડ વાગે, કર વીન વાજા અહોનીશ વાય.
વિનાં આરીસે આપાં સૂઝે, વિનાં દિપકે જ્યોત ઝલાય. ઝણણ. ૪

જાપ અજંપા સો નાંય, ચંદ સૂર ત્યાં પેચત નાંય,
સુસમ ટેકથી સો ઘર જાય, આપ આપને દીયે ઓળખાય. ઝણણ. ૫

અખર અકતા અરજ સુણજો, અરજ સુણજો એક અવાજ.
દાસી છવણ ભીમને ચરણે, મજરો માનો ગરીબ નિવાજ. ઝણણ ૬

૫૬

અંજવાળું હવે અંજવાળું,
ગુરુ, આજ તમ આવ્યે રે મારે અંજવાળું.
સતગુરુ શબ્દ જ્યારે શ્રવણે સુણાવ્યો,
ભેટયા ભીમને ભાંગ્યું ભ્રમનું તાળું...ગુરુ૦
જ્ઞાન ગરીબી, સંતની સેવા,
પ્રેમભક્તિનો સંગ હવે પાળું...ગુરુ૦
ખીમ ને ભાણ રવિ રમતા રામા,
તેજ તત્ત્વમાં, ગુરુ તમને ભાળું...ગુરુ૦
દાસી જીવણ સત ભીમનાં ચરણાં,
અવર દૂજો ધણી નહીં ...ગુરુ૦

*

૫૭

જ્ઞાની તું લે ને ગગનિયામાં ગોતી રે,
તકીયામાં ઝલમલ ઝલકે જ્યોતિ
નાભિકમળસે નાવ ચલત હે,
જી રે તીયાં તપીયો બેઠો એક તંતી રે.
ઈંગલા ને પિંગલા સુખમન ઉપરે,
અખંડ આરતી પણ હોતી રે.
ઇ ગંમ તો કોઈ વીરલા જાણે,
ત્યાં આવી મળ્યા છે અજાતી રે.
દાસી જીવણ ભીમ કેરાં ચરણાં,
મેરમ મળીયા સાચું મોતી રે.

*

## ૨૯. અરજણ

૫૮

દેખા હોય સો કહી બતલાવો.
મોતી કેસા રંગા ?
ગુરુગમ કરીને ગોતો ગગનમાં,
વાં હે ગુપતિ ગંગા.

ધૂરુ ગુરુ ને છીપા ચેલા, દિવસ નહિ પગદંડા,
અગમ ભાખે નહિ ગમ નેણે, આપ વખાણે અંધા.—દેખા૦

દીપક ગુરુએ જ્ઞાન બતાયા, નામ પ્રતાપ નૌ ખંડા,
પિંડ બ્રહ્માંડે અપરમ પાયા, નહીં સૂર, નહીં ચંદા—દેખા૦

કહાં સે આયા. કેહાં જાયગા, એહિ બડા અચંબા,
મોતીને નીરખા, પિયુજીને પરખા, આપ ભયા આનંદા—દેખા૦

આતમ ચીના, અનુભવ પાયા, મીટ ગયા સબ ફંદા,
દાસ અરજણ જીવકે ચરણે, ધ્યાની પુરુષકા ધંધા—
દેખા હોય સો કહી બતલાવો.
મોતી કેસા રંગા?

*

## ૫૯

એની ! મુંને ભીતર સતગરુ મળિયા રે,
વરતાણી આનંદ લીલા : મારી બાયું રે.
એની ! મુંને ભીતર સતગરુ મળિયા રે
કોટિક ભાણ ઊગિયા દિલ ભીતરભોમ સઘળી ભાળી;
સૂન-મંડળમાં મારો શ્યામ બિરાજે,
ત્રિકોટીમેં લાગી મુંને તાળી : મારી બાયું રે.
—એની મુંને૦

ઘડી ઘડીનાં ઘડિયાળાં વાગે
છત્રીશે રાગ શીની,
ઝળકત મો'લને ઝરૂખે જાળીઆં
ઝાલરી વાગી ઝીણી ઝીણી : મારી બાયું રે.
—એની મુંને૦

પ્રેમપૂતળી સિંગાસણ શોભતી,
નેણે નિરખી નિરખી,
અંગના ઓશીકા ને પ્રેમનાં પાથરણા,
ગુરુજીને દેખી હું તો હરખી : બાયું રે.
—એની મુંને૦

બાવન બજારું ચોરાશી ચોવટા,
કંચનના મોલ કીના,
ઈ મોલમાં મારો સતગરુ બિરાજે,
દૈત્ય કર આસન દીના : મારી બાયું રે,
—એની મુંને૦

સત નામનો સંતાર લીધો,
અને ગુણ તખત પર ગાયો.
લખીરામ ચરણે કરમણ બોલ્યા,
ગુરુજીએ ગુપત પિયાલો અમને પાયો : મારી બાયું રે.
—એની મુંને૦

## ૨૧. મેઘજીવો

૬૦

અલખ ધણીને ઓળખો, કોણ પુરુષ કરે છે કામણિયાં,
ધમણ ધમાવી પવન ચલાવ્યા, પવનમાંથી જલ પાણી રચ્યાં,

અરવત પર્વતની કુંચી બનાવી, મેરૂ પર્વતના સ્તંભ રચ્યા,
ચાર વેદ બ્રહ્માને સોંપ્યા, યોગનાં ઘર એને જડ્યાં-૦

સૂર્ય ચંદ્ર નવલખ તારા, આકાશે જઈને અળવળિયાં,
નવકુળી નાગ પ્યારે બેઠાં, શેષનાગે સમય ઝલ્યાં-૦

દાદા આદમની દવાખીથી, શિવ-શક્તિના મેળા રચિયા,
આદિપુરુષ પાટે પધારિયા, તો નિજીયા ધરમનાં નીમ લીધાં-૦

યોગ યોગેન્દ્ર જોગ જોગેન્દ્ર, યોગ જોગ બેઉ મેળવિયા,
મુંજા પતાપે ભણે મેઘજીવો આ અણઘડ પુરુષ કોણે ઘડિયા-૦

## ૩૨. હોથી

કફી

સમરુ઼ં તો સુધરે મનખા મેરા રે, નબીજી દાતા !
સમરું તો સુધરે મનખા મેરા જી.
અલ્લા હો નબીજી દાતા, હાથે રે મીંઢોળ ને
કેસરિયા રે વાઘા મૌલા, તું નબીજી તું,
શિર પર ફુલું હુંદા સેહરા રે નબીજી દાતા !
સમરું તો સુધરે મનખા મેરા.
ડૂલ ગિયા તેલ વાંકી બુઝ ગઈ બતિયાં, મૌલા !
તું નબીજી તું,
ઘટડામેં ઘોર અંધેરા રે, નબીજી દાતા !
સમરું તો સુધરે મનખા મેરા.
રામ ને રહેમાન તમે એક કરી માનો, મૌલા !
તું નબીજી તું,
તો મિટ જાવે ચોરાશી કા ફેરા રે, નબીજી દાતા !
સમરું તો સુધરે મનખા મેરા.
અલ્લા હો નબીજી દાતા, સિકંદર સુમરાની
લજ્જા તમે રાખો મૌલા, તું નબીજી તું.
હોથી તો હજૂરી નોકર તેરા રે, નબીજી દાતા !
સમરું તો સુધરે મનખા મેરા.

*

## ૩૨. હોથી

૬૨

વૃત્તિ મારી સંતચરણમાં લાગી રે,
સુરતા મારી સાધુ ચરણમાં લાગી રે,
તેણે મારી ભે ભાગી ભે ભાગી

સતગુરુએ મને શબ્દ સુણાવ્યો,
રણુંકાર રટ લાગી,
તખત ત્રિવેણીના તીર ઉપર,
મોહન મોરલી વાગી રે.—તેણે મારી૦

ઘણા દિવસ મન ભમતાનું ફરતું,
દિલડે ન જોયું જાગી,
પુરુષ મળ્યા મને અખત અજિતા,
ત્યારે સુરતા સૂનમાં લાગી રે.—તેણે મારી૦

દયા કરીને મન ડોલતું રાખ્યું,
તૃષ્ણા મેલાવી ત્યાગી,
સતગુરુ આગળ શિર નમાવ્યું,
ત્યારે નાવડી પકડી આગી રે—તેણે મારી૦

સતગુરુએ મને કરુણા કીધી,
અંતર પ્રેમ પ્રકાશી,
દાસ હોથીને ગુરુ મોરાર મળિયા,
ત્યારે તૂટી જનમ કેરી ફાંસી રે.—તેણે મારી૦

*

## ૬૩

મ્હારી માયામાં હું મોહ પામ્યો !
હું ને મ્હારું અજ્ઞાન રે !
સંશય ટાળ્યો સદ્‌ગુરુજીએ,
મ્હને થયું મ્હારું જ્ઞાન રે !
એક અદ્વૈત, નહીં નહીં દ્વૈત,
બ્રહ્માનંદને ભેટતાં રે ! ૧

મ્હારી અવિદ્યામાં હું અવરાણો,
મ્હેં તન ધર્યું ત્રિગુણ રે !
ભાઈ ! જીવ ઈશ્વર મને માન્યા !
નિશ્ચય હું નિર્ગુણ રે ! ૨

મ્હારી ઇન્દ્રિનો હું અધિકારી !
હું વિષયી હું દેવ રે !
ભાઈ હું જ સ્વામી, હું જ સેવક !
હું જ કરું મારી સેવ રે ! ૬
જાગ્રતમાંહે હું જ વરતું
હું જ સ્વપ્ના માંહી રે,
ભાઈ, સુષુપ્તિનો હું જ સાક્ષી–
ત્રણે મુજમાં નાંહી રે ! ૮
સ્થાવર જંગમ સ્થૂલ સૂક્ષ્મ–
સર્વે મ્હારા ઘાટ રે

ભાઈ, પાંચ પચીસે મુજને વળગ્યાં
મ્હારો પિંડ વિરાટ રે! ૯
હું જ વિશ્વમાં, વિશ્વ મુજમાં-
આદિ મધ્ય ને અંત રે!
ભાઈ લાલદાસ કહે તે સાને સમરયા,
કોઈ સમજ્યા સંત રે. ૧૦

*

૬૪

તટ સરોવર એક પંખી રહે છે, પરમહંસ નામ કહાવે,
તે રે પંખી ને નહીં રૂપ ને રેખા, કોને કોણ બતાવે.
પાંચ પચીશથી ન્યારો ખેલે, રહે છે દશવીશ માંહી,
દર્પણમાં મુખ દેખાયે, પણ હાથ આવત નાહીં.
પાંચે તે અંગે ને પાંચે તે સંગે, છઠ્ઠા તો પ્રભુ આપ,
સાતમૂં એક નિજ સ્વરૂપ એ, તેને નહીં પુણ્ય ને પાપ.
તે રે સ્વરૂપમાં વાસ અમારો, સદા સર્વદા રહીએ,
કહે લાલદાસ સૂણો ભાઈ સાધુ! કોઈ કહેવા સરખાને કહીએ.

૦

૬૫

તે રે સ્વપ્નને જે રે દેખાડે, કોઈ સદ્દગુરુ સાચા
તે રે સ્વરૂપને દૃષ્ટે જોતાં, એમના અમર લોકમાં વાસા.
વેર બંધન વળી બીજા છોડે, એક જ આતમા ભાળે,
સોદી સદ્દગુરુ પૂરણ લખિયો, આ ભવનો ફેરો ટાળે.
સકળ સિદ્ધિ પાસે રે દેખે, દૂર જોવા નવ જાય,
એટલી વિધિ જે જન જાણે, તે આપે ઈશ્વર થાય.
દૂધ સાકર જેમ ભેળાં રે ભળિયાં, એમ એક રસ થાય,
કહે લાલદાસ સુણો ભાઈ સંતો! આ વાત કોને કહેવાય.

*

૬૬

અનુભવીને એટલું, આનંદમાં રહેવું રે,
ભજવા પરિબ્રહ્મ ને, બીજું કંઈ ન કહેવું રે.
અનુભવીને – ૧

એક જ જાણી આત્મા, કોઈને દુઃખ ન દેવુ રે.
સુખદુઃખ આવે સહેજમાં તે તો સહીને રહેવું રે.
અનુભવીને – ૨

ઊર્મિ ને બીજું તીક્ષ્ણતાથી અળગું રહેવું રે,
સમદૃષ્ટિ–સમતાને ગ્રહી, આપું ખોવું રે.
અનુભવીને – ૩

આદિ, મધ્ય ને અંત – એકાદ્વૈત ભાસ્યું રે,
આત્માના ઉદય થકી અજ્ઞાન નાસ્યું રે.
અનુભવીને – ૪

વેદ જોયાં પુરાણ જોયાં સર્વે તપાસી રે,
રામનામથી કોઈ ન મોટું, સંત ઉપાસી રે.
અનુભવીને – ૫

સદ્‌ગુરુને સેવતાં, મ્હારું મનડું મોહ્યું રે,
કૃષ્ણજી કહે મહાપદમાં એક ચિત્ત પ્રોયું રે.
અનુભવીને – ૬

૬૯

ત્હારી વાતોમાં મન મારૂં મોહ્યું રે ! નાગર નન્દલાલા !

કામ ન સૂઝે ને કાજ ન સૂઝે !
બુદ્ધિએ નિશ્ચે જોયું રે ! નાગર નન્દલાલા ! ત્હારી ૦ ૧

અરૂપે રહો છો ને સ્વરૂપે કહો છો;
રોમે તે રોમે રમો છો રે નાગર નન્દલાલા ! ત્હારી ૦ ૨

પ્રણવમાં પોતે ! ૐ કારમાં જ્યોતે !
સોહંગ શબ્દમાં પહોંચ્યે રે નાગર નન્દલાલા ! ત્હારી ૦ ૩

પરમહંસની રીતે ને શબ્દાતીતે,
જીત અજીતની પ્રીતે રે નાગર નન્દલાલા ! ત્હારી ૦ ૪

બ્રહ્માસ્મિને સર્વ તે બ્રહ્મ !
તેનાં તે સર્વ ન્હાસે કર્મ રે નાગર નન્દલાલા ! ત્હારી ૦ ૫

જ્ઞાન રતન હરિકૃષ્ણની સંગે,
આનંદ વાધ્યો છે અંગો અંગે રે નાગર નન્દલાલા ! ત્હારી ૦ ૬

*

૨૭. ગોરીબાઈ

૬૯

આત્મા એક છે રે ઘટ ઘટ મેં ભરપૂર,
પંચભૂત છે લક્ષ ચોરાશી ચાર ખંડમે જુર.
દેવદાનવ માનવ માંહી ભાસે હરિનું નૂર. આત્મા૦

નાનાવિધ બહુ પાત્ર જ દેખે તેની મૃત્તિકા મૂર
એમ વિશ્વ તે વસ્તુરૂપ છે ખોજી જોજે ઉર. આત્મા૦

અઢાર ભાર વનસ્પતિમે ફલ ફૂલે અંકુર,
ન્યારા ન્યારા સ્વાદ હૈં સન્તો નીર એક છે મુર. આત્મા૦

બોલતા પુરુષ તોહીમેં દેખે નહીં નજીક નહીં દૂર,
જ્યમ દારૂથી પ્રગટે જો મિલ જાય સતગુરુ. આત્મા૦

જેથી થયું તે તેમાં ભળશે જ્યું સાગર મેં પૂર.
ગવરી મન ભ્રમણા ભાગી ગઈ ચૈતન્ય થયા હજુર. આત્મા૦

*

૨૮. જિતા મુનિ નારાયણ

## ૭૦

જુઓ, આત્મતત્ત્વ વિચાર કરો,
તો સહેજે આવે પાર. ૧

પાંચ તત્ત્વને ત્રિગુણ જાણો,
મૃગજળ તે સંસાર. ૨

પૃથ્વી એક ને ભાડાં અનેક,
ચક્ર ફેરાવે કુંભાર! ૩

જળ એક ને લ્હેરી અનેક,
સાક્ષી તે નિરધાર! ૪

જુઓ સૂર્ય એક ને અનેક કિરણ,
અગ્નિ, દીપક, પ્રકાશ. ૫

જુઓ, પવન એક ને પિંડ અનેક,
ઘટ ઘટ બોલણુકાર! ૬

જુઓ, આકાશ એક ને રૂપ અનેક,
ચેતન જાણો સાર, ૭

પરમહંસ હરિકૃષ્ણ પોતે,
બ્રહ્મ બ્રહ્માંડ એક તાર. ૮

*

२९. કેવળપૂરિ

## ७१

કાર્તક કાયા હે કારમી, વણસતાં નહિ લાગે વાર,
ભજન કરે શુદ્ધ ભાવથી, સાચો છે સ્મરણ સાર. १

સ્મરે સોઈ નર સાચથી, વાચનો તજી વે(વિ)વાદ,
આદ્ય પુરુષને ઓળખ્યા, નિરખ્યા આદ્ય અનાદ્ય. २

અનાદ્ય સ્વરૂપ જોતાં આપ હે, જાય હે અમર જંજીર,
સત્ કેવલ સંત સેવજો, પૂરા હે સત્ગુરુ પીર. ३

માગશરે સરે કાજ મનનું, તનનું કરી લીજે તોલ,
પાંચ તત્વ કેરી પૂતળી, બોલે જે અગમ બોલ. ४

બોલ અવાચ ભેદ બોલીએ, ખોલીએ હીરાની ખાણ,
દીલમાં નહિ કાંઇ ડોલીએ, સો લીએ વસ્તુ છાણ. ५

લક્ષે છાણી વસ્તુ લે'રમાં, મેરમેં થયા અમીર,
સત્ કેવલ સંત સેવજો, પૂરા છે સતગુરુ પીર. ६

પોષે પાસે રૂપ પરખીએ, નિરખીએ નિર્ગુણ નાથ,
હરિ સ્વરૂપ જાણી હરખીએ, સર વિષે સુરતા સાથ. ७

સર્વે સાથ ખેલે શામળો, આમળો મટી ગયો એહ,
સંત જથારથ સાંભળો, નબળા કરીએ જો નેહ. ८

કરતાં નેહ સરે કારીએ, ધારીએ ધારણ ધીર,
સત્ કેવલ સંત સેવજો, પૂરા છે સત્ગુરુ પીર. ९

માંયે પડ્યું મન માહરૂં, જાહેર જાગી છે જ્યોત,
તિમિર મટી ગયું તાહરૂં, છૂટી સંસારની છોત. १०

છોત છૂટી સંસારની, ભાસ્યો છે પૂરણ બ્રહ્મ,
એક અખંડ રસ આતમા, કાલ કુલ નહિ કર્મ. ૧૧

કર્મ નહિ જોતાં કોયને, સો એ સમાગમ શિર,
સત્ કેવલ સંત સેવજો, પૂરા છે સતગુરૂ પીર. ૧૨

ફાગણ વરતીઓ ફેરીને, ઘેરીને લાવીએ ઘેર,
હરિ સ્વરૂપને હેરીએ, ઠરી રે' મન વડે કેર. ૧૩

રામ જાણી મન થીર રહે, સર્વે હે શ્યામ સ્વરૂપ,
નામ રૂપ દો ભાસે નહીં, ભાસે સકલ કેરો ભૂપ. ૧૪

બ્રહ્મ અગોચર ભીતરે, નિર્મળ જેસો હે નીર,
સત કેવલ સંત સેવજો, પૂરા છે સતગુરૂ પીર. ૧૫

ચૈતરે ચેતન ચીન્હીએ, ઓછો નહિ અણુ એક,
તલ મધ્યે જયમ તેલ છે, વિચાર કરી જો વિવેક. ૧૬

આનંદ વિચાર થકી આવશે, પાવશે હરિ તે પાસ,
આશ મટી માયા ઉરથી, વસ્તુ સ્વરૂપમાં વાસ. ૧૭

નર જોતિમાં આવે નહિ, ભાગી જનની ભીર,
સત કેવલ સંત સેવજો, પૂરા છે સતગુરૂ પીર. ૧૮

વૈશાખે સ્વરૂપ વિનવું, કેનુવે નથી તે કોય,
મન કહે ધન માહરૂં, હરિ કરે તે હોય. ૧૯

ધન મળી જાશે ધૂળમાં, તારૂં જોતાં નહિ તન,
પંડ પરપોટો છે પાણીનો, જાણે સાધુ કોયે જન. ૨૦

મોહ માયા કેરો મેલજો, ખેલજો સાગર ખીર,
સત્ કેવલ સંત સેવજો, પૂરા છે સતગુરૂ પીર. ૨૧

જેઠ મતિગતિ જાણજો, માણજો સ્વરૂપ માંય,
અખંડ આનંદ ઉર આણજો, છાણજો શબ્દ સાંય. ૨૨

દુજો નહિ તે હું દાખવુ, પૂજજો ગુરુજીના પાય,
ચરણામૃત લેજો ચિતથી, જરા મરણ દુઃખ જાય. ૨૩

રસ મસ મન તેનું હોય રહ્યું, સર્વે છે શ્યામ શરીર,
સત્ કેવલ સંત સેવજો, પુરા છે સતગુરૂ પીર. ૨૪

આષાઢ માસે એક આતમા, જાણી તે કરજો જતન,
અમૂલ અમાપ ધન એહ છે, રામ સ્વરૂપી રતન. ૨૫

પૂરા અનુભવી પારખું, લેવો તે લગન લગાય,
શરૂ (સર્વું) તે કાજ સંસારમાં. ગુણ ગુણાતીત ગાય. ૨૬

સોઈ સોદાગર સંત છે, વસ્તુ તે બાવન વીર,
સત્ કેવલ સંત સેવજો, પૂરા છે સત્ગુરૂ પીર. ૨૭

શ્રાવણે સેવીએ શિવને, પીવને રાખીએ પાસ,
જીવને મેલીએ જ્યોતમાં, અમૂલ રૂપ આકાશ. ૨૮

જાત નાત નહિ જેહને, વેહ નહિ તે વેવાર,
ભાત નહિ પાંચ ભૂતની, પરમ અપરમ પાર. ૨૯

સલગ સુત એક શ્યામ છે, હીર મહસું જ્યમ હીર,
સત્ કેવલ સંત સેવજો, પૂરા છે સતગુરૂ પીર. ૩૦

ભાદરવે શુદ્ધ ભેદમાં, સમજે કોઈક સંત,
વાણી વાંચે ચાર વેદમાં, તત્વ પાયા નિજતંત. ૩૧

ગુરૂગમથી સમઝી ગયા, રહ્યા તે અખંડ રૂપ,
જિનમે નહિ ખટ આપદા, સોઇ તે રામ સ્વરૂપ. ૩૨

અનભે થયા રૂપ એહમાં, થાનક આતમ થીર,
સત્ કેવલ સંત સેવજો, પૂરા છે સત્ગુરૂં પીર. ૩૩

આસો માસે વસ્તુ આપ છે, તન નહિ કાયે તાપ,
ઇન્દ્રિ વિગ્ન નહિ ઉરમાં, જપે નહિ નામ જાપ. ૩૪

કરે નહિ કર્મ ક્રિયા, ભરીઆ તે અખે ભંડાર,
વાણી થકી તે વેગળો, ધર્મ રહિત નિરધાર. ૩૫
પાર ન આવે તે અપાર છે, ભરીઓ તે ગેહેર ગંભીર,
સત્ કેવલ સંત સેવજો, પૂરા છે સતગુરું પીર. ૩૬
બાર માસ પૂરા બાંધીઆ, અનુભવ અર્થ અનેક,
ગુરુગમવાળા તે ગાવશે, સમઝયા તે વસ્તુ એક. ૩૭
આરત ઘણી જેના ઉરમાં, પ્રેમ આનંદનો પૂર,
તિમિર મટી ગયાં તેહનાં, રવે પ્રકાશ્યો તે સૂર. ૩૮
અમર આભુષણ આવિયું, ચૈતન્ય ઓઢયું તે ચીર,
સત્ કેવળ સંત સેવજો, પૂરા છે સતગુરું પીર. ૩૯

*

## ૩૦. દામોદરાશ્રમ

### ૭૨

ચૈત્રમાસે ચિત્ત નિર્મળ થયું મ્હારું રે,
શાસ્ત્ર સદ્‌ગુરુનું વચન લાગે સારું રે
વિવેક વૈરાગ્યની વાત મુજને ભાવે રે,
સદ્‌ગુરુ ઉપર સ્નેહ મુજને આવે રે.

વૈશાખે વૈરાગ્ય વ્યાપ્યો તનમાં રે,
છે સ્વપ્નાવત્ સંસાર મુજ મનમાં રે,
સત પુરૂષનો સંગ નિરંતર કરીએ રે,
સન્માર્ગનો ઉપદેશ હૃદયમાં ધરીએ રે.

જેષ્ટમાસે યોગ બન્યો છે સારો રે,
મહાપદાર્થ મનુષ્ય દેહ ઉતરવો આરો રે,
સમુદ્રરૂપી સંસાર તેથી ડરીયે રે,
છે સદ્‌ગુરુ શબ્દનું નાવ, બેસી તરીયે રે.

આષાઢે ઉતરો પાર, ભવસાગરમાંથી રે,
ચાલો થઈએ અભેપદમાં નિવાસી રે.
અભયપદનો અનુભવ, જીવન્મુક્ત જાણે રે,
નિગમ નિરંતર ગાય, મહિમા વખાણે રે.

શ્રાવણ માસે સત્સંગ, મહાપદ લાધ્યું રે,
તૂર્યાતીત પરાપાર, ત્યાં ચિત્ત બાંધ્યું રે,

નિઃસંશય નિર્વિકાર નિરંતર રહું છે રે,
આ છે પ્રત્યક્ષ બ્રહ્મ ઉપદેશ મુમુક્ષુને કહું છું રે.

ભાદરવે પરિબ્રહ્મ સઘળે ભાસે રે,
છે આત્મ સ્વરૂપ એકરસ પ્રત્યક્ષ પાસે રે,

અનુભવ અમૃત રસ પીવાય તે પીજે રે,
એક નારાયણનું નામ નિરંતર લીજે રે.

આવ્યો અશ્વિન માસ શોભા સારી રે,
ઈશ્વરની માયાએ લીલા વિસ્તારી રે,

શરદઋતુનો ચંદ્ર નિર્મળ રહે છે રે,
ઘેરે ઘેર આનંદ થાય, કીર્તન કરે છે રે.

કાર્તિકે કરીએ કૃષ્ણ કીર્તન ભજીએ રે,
રાખીએ દૃઢ વિશ્વાસ હુંપદ તજીએ રે.

આઠે પહોર આનંદ નિત્યે રહીએ રે,
હરિ ભજતાં હરિરૂપ નિશ્ચે થઈએ રે.

શ્રાવણ માસે સત્સંગ, મહાપદ લાધ્યું રે,

તુર્યાતીત પરાપાર, ત્યાં ચિત્ત બાંધ્યું રે,

નિઃસંશય નિર્વિકાર નિરંતર રહું છે રે,

આ છે પ્રત્યક્ષ બ્રહ્મ ઉપદેશ મુમુક્ષુને કહું છું રે.

ભાદરવે પરિબ્રહ્મ સઘળે ભાસે રે,

છે આત્મ સ્વરૂપ એકરસ પ્રત્યક્ષ પાસે રે,

અનુભવ અમૃત રસ પીવાય તે પીજે રે,

એક નારાયણનું નામ નિરંતર લીજે રે.

આવ્યો અશ્વન માસ શોભા સારી રે,

ઈશ્વરની માયાએ લીલા વિસ્તારી રે,

શરદઋતુનો ચંદ્ર નિર્મળ રહે છે રે,

ઘેરે ઘેર આનંદ થાય, કીર્તન કરે છે રે.

કાર્તિકે કરીયે કૃષ્ણ કીર્તન ભજીયે રે,

રાખીએ દૃઢ વિશ્વાસ હુંપદ તજીયે રે.

આઠે પહોર આનંદ નિત્યે રહીયે રે,

હરિ ભજતાં હરિરૂપ નિશ્ચે થઈયે રે.

માગશરે સ્થિર થઈ મન સંશય ભાગ્યો રે,

અખંડ સચ્ચિદાનંદ રૂપ લક્ષ મુજ લાગ્યો રે,

અનુભવનો લક્ષ અનુભવીયા જાણે રે,

એનાં ઉત્તમ હોય આચરણ શાસ્ત્ર પ્રમાણે રે.

જો જાણે તો બાંધજે, પાણી પહેલી પાળ;
નીર ગયે નહીં નીપજે, શીર તાકે છે કાળ. ૩

કાયા કુસુમ છે કારમું, વેગે વણસી રે જાય;
અમર થાય જેમ આતમા, એવો કરજે ઉપાય. ૪

કહે પ્રીતમ તું પ્રીછજે; ઇચ્છજે કલ્યાણ;
સંત સમાગમ કીજિયે, મૂકી મનની રે તાણ. સાંભળ. ૫

સાખી

મનના પ્રપંચ મૂકજે, કરજે તત્ત્વ વિચાર;
રત્ન પદાર્થ જન્મ છે, નાવે વારંવાર. ૧

માગસર માથા ઉપરે, મોટું મરણનું સાલ;
મારગ વહે છે ઉતાવળો, કોઈ આજ ને કાલ. ૨

અંતે કોઈ કોઈનું નહી, રામનું લેને નામ;
અંતે ઘડી ન વિસારિયે, સૂખ સાગર શ્યામ. ૩

જુઠી બાજી જોઇને, મનમાં આવી ભૂલ;
રુડાં રંગે રળિયામણાં, સિમળાનાં ફૂલ. ૪

સુત વિત મંદિર સુંદરી, સૂખ સુપન વિચાર;
કહે પ્રીતમ સહુ કારમું, દીસે છે દિન ચાર. સાંભળ ૫

સાખી

મોતી સૌ ઉદકતણાં, તેના હાર ન થાય;
મિથ્યા મન મોદક કરે, તેણે ભૂખ ન જાય. ૧

પોસે તે પ્રાણી પ્રીછજે, જેને ગુરુગમ હોય;
પરમારથ પાકું રત્ન છે, જત્ન કરશે જે કોય. ૨

અણછતું આપું માનીને, દુઃખ પામે અપાર;
શ્વાન સમાન આ જીવ છે, વહે શકટનો ભાર. ૩

## ૭૩

સાખી

સદ્દગુરુને ચરણે નમું, માગું પ્રેમ પ્રસાદ,
દયા કરિને દિજિયે, હરિ રસ અમૃત સ્વાદ. ૧

વાણી શકે ન વરણવી, સદ્દગુરુતણું સ્વારૂપ,
બુદ્ધિ બળ પહોંચે નહીં, ઉપમા રહિત અનૂપ. ૨

પરથમ પૂરણ પ્રેમશું, વંદુ સદ્દગુરુ ચર્ણ,
તાપ ટળે સંસારના, મટે જન્મ ને મર્ણ. ૩

(રાગ સોરઠ—રત્નાના મહીનાનો)

સાંભળ શુદ્ધ ચિત્તો કરી, હરિના ગુણ ગાન,
પ્રાત સહિત નિત નાથનું, હૃદયે ધર ધ્યાન. ૪

ગુરુપદ પંકજ પૂજતાં, ચૌદ લોક પૂજાય,
શિવ વિરંચિ ને સારદા, ગુરુના જશ ગાય. ૫

અંતઃકરણ હોય ઉજળાં, જડ તિમર ટળી જાય,
સરવે લાગે સુજવા. પદરજ મહિમાય. ૬

જપ તપ તીરથ જોગનું, ફળ જે કહેવાય;
પ્રીતમ સદ્દગુરુ સેવતાં, તે તો સરવે થાય સાંભળ. ૭

સાખી

સદ્દગુરુની કરુણા થકી, ઉપજે નિરમળ ગાન;
શુદ્ધ ચૈતન્ય તુરિયા પદે, રહે નિરંતર ધ્યાન. ૧

કારતકે ચિત્ત ચેત્યાં નહીં, ઘડી લાખેણી જાય;
વળતી વિસારીશ જીવડા, પછેથી પસ્તાય. ૨

## સાખી

નિરમળ નયણે નિરખતાં; દરશે નિજ દેદાર;
સાગરમાં સૌ ઉપજે, લહરી લોઢ અપાર. ૧

ચેતરે ચિત્ત ચિદરૂપમાં, થઈ રહ્યું તલ્લીન;
નિમિષ માત્ર ન્યારું નહીં, જેવું જળનું રે મીન. ૨

ચૈતન્ય સિંધુ ઝીલતાં, થયું શુદ્ધ શરીર;
સૌ ઈશ્વર સૌને વિષે, જેમ મણિકામાં હીર. ૩

એને આધારે સૌ રહ્યું, પિંડ ને બ્રહ્માંડ;
સચરાચર શોભી રહ્યો, અવિનાશી અખંડ. ૪

બ્રહ્મ જથારથ ભાળતાં, ભાગે મનનીરે ભ્રાંત;
પ્રીતમ પ્રીછે પાધરું, થાય સમજે તે શાંત. સાંભળ. ૫

## સાખી

સદચિદ-આનંદ સરવમાં, ભરી રહ્યો ભરપૂર;
દિન રજની રહે રંગમાં, નિરમળ વર્ષે નૂર. ૧

ખોળે જોતાં વેદમાં, મહા વાયક જ્ઞાન;
તત્ત્વમસિ તેં તું જ છું, અળગો નહિ આન. ૨

વાયુને ઓળે વંટોળિયો, એમ ઈશ્વર જીવ;
વસ્તુ વિચારતાં એક છે, સ્યામે સૂત્ર સદીવ. ૩

અરસપરસ છે એકમાં, જેમ તરણીમાં તેજ;
ભિન્ન નહીં એમ બ્રહ્મથી, ઓળખે પદ એ જ. ૪

સરિતા સાગરમાં રહે, સાકર માંહે મીઠાઈ;
પ્રીતમ પુષ્પમાં વાસના, એવી ગુરુગમ પાઈ. સાંભળ. ૫

સામગ્રી સર્વે હરિતણી, ભોગવે સંસાર;
મારું મારું તે કરી રહ્યા, તેણે ખાય છે માર. ૪
તન મન જેણે સોંપિયું, શ્રીહરિનેરે હાથ;
કહે પ્રીતમ કરમિયા વૈકુંઠનો સાથ. સાંભળ. ૫

સાખી

તજશે આગે આપદા ભજશે પૂરણ બ્રહ્મ;
પલકમાંહિ વિલય જ થશે, કોટી જન્મનાં કર્મ. ૧

માહ મહિને માયાતણો, મર્મ જાણે જેહ;
ભૂલવણીમાં ભૂલે નહીં, તરે ભવજળ તેહ. ૨

બાજીગરનો બાળકો, ગ્રહે હાથ ભુજંગ;
ઔષધ બુટીને ઓળખે, વીષ વ્યાપે ન અંગ. ૩

નામ અમૃત જન જે પિયે, તે તો અમર થાય;
જનમ મરણની આપદા, તેની તતક્ષણ જાય. ૪

અજ ઉમયાપતિ અહિપતિ, જપે નિશદિન જેહ:
અનંત કોટી ગૃહી ઓધાર્યા, પ્રીછે પ્રીતમ તેહ. સાંભળ. ૫

સાખી

સદગુરુ સંત કૃપા કરે, પ્રગટે નિરમળ જ્ઞાન;
રવિ ઉદયે રજની ટળે, રહે નિરંતર ધ્યાન. ૧

ફાગણ ફુલ્યો સોહામણો, ફુલી જુજવી જાત;
જોયાની રચના ઘણી, રંગ જુજવી ભાત. ૨

વિધ વિધ પેરની વાસના, ઉઠે અનંત અપાર;
મન ભમરો ભોગી થયો, રહ્યો વનમોઝાર. ૩

ડારે ડારે દ્રુમ ઢાંકિયાં, આશા અમરવેલ;
નવપલ્લવ નૌતમ સદા; કોકિલ કરે કેળ. ૪

લીલા લલિત સોહામણી, શોભાનો નહીં પાર;
જન પ્રીતમ એવું જોઈને, રીઝયા હૃદયમોઝાર. સાંભળ ૫

## સાખી

નિરમળ નયણે નિરખતાં, દરશે નિજ દેદાર;
સાગરમાં સૌ ઉપજે, લહરી લોઢ અપાર. ૧

ચેતરે ચિત્ત ચિદરૂપમાં, થઈ રહ્યું તલ્લીન;
નિમિષ માત્ર ન્યારું નહીં, જેવું જળનું રે મીન. ૨

ચૈતન્ય સિંધુ ઝીલતાં, થયું શુદ્ધ શરીર;
સૌ ઈશ્વર સૌને વિષે, જેમ મણિકામાં હીર. ૩

એને આધારે સૌ રહ્યું, પિંડ ને બ્રહ્માંડ;
સચરાચર શોભી રહ્યો, અવિનાશી અખંડ. ૪

બ્રહ્મ જ્યારથ ભાળતાં, ભાગે મનનીરે ભ્રાંત;
પ્રીતમ પ્રીછે પાધરું, થાય સમજે તે શાંત. સાંભળ. ૫

## સાખી

સદચિદ–આનંદ સરવમાં, ભરી રહ્યો ભરપૂર;
દિન રજની રહે રંગમાં, નિરમળ વર્ષે નૂર. ૧

ગોશાળે જોતાં વેદમાં, મહા વાયક જ્ઞાનઃ
તત્ત્વમસિ તે તું જ છું, અળગો નહિ આન. ૨

વાયુને ઓળે વંટોળિયો, એમ ઈશ્વર જીવ;
વસ્તુ વિચારતાં એક છે, સ્થામે સૂત્ર સદીવ. ૩

અરસપરસ છે એકમાં, જેમ તરણીમાં તેજ;
ભિન્ન નહીં એમ બ્રહ્મથી, ઓળખે પદ એ જ. ૪

સરિતા સાગરમાં રહે, સાકર માંહે મીઠાઈ;
પ્રીતમ પુષ્પમાં વાસના, એવી ગુરુગમ પાઈ. સાંભળ. ૫

## સાખી

દૃષ્ટ પદારથ જેટલું, તેનો થયો અભાવ;
તનમય તન તુરિયા તણો, તેશું બન્યો બનાવ. ૧

આસો લીલા અખંડ છે, નીરખી નિરધાર;
ઓઘ વળ્યા આનંદના, સુખ સિન્ધુ અપાર. ૨

ઇચ્છા ટળી ઇંદ્રલોકની, અજપદ કૈલાસ;
નહિ વૈકુંઠની વાસના, ભાળ્યો બ્રહ્મવિલાસ ૩

અધિકારીને આવશે, સમજણ ને સાન,
મુક્ત થઈ તે માનશે, મૂકી દેહાભિમાન. ૪

સદગુરૂની કીરપા થકી, ઉપનો આનંદ,
પ્રીતમ તે પદ પામીઆ, નહિ શૂર ને ચંદ. સાંભળ. ૫

## સાખી

જાણવુંતું તે જાણિયું, નથી જાણવું કાંય;
પોતે પોતામાં ભળ્યો, જયમ પ્યાલો પાણીમાય. ૧

ઉત્તરસંદે આદર કર્યો, રચ્યા દ્વાદશ માસ;
ખુટજે પ્રેમે પૂરા કર્યા, આણી અંગે ઉલાસ. ૨

સોરઠ રાગ સોહામણો, સુંદર શુભ સાર,
અક્ષરે અક્ષરે અતિઘણો, અનુભવ ભંડાર. ૩

સંવત અઢાર આડત્રીશે, કીધો એ વિચાર,
ચૈત્રવદી તીથી સપ્તમી, ઉત્તમ ગુરુવાર. ૪

ગાશે સાંભળશે શીખશે, કરશે હૃદયે વિચાર;
કહે પ્રીતમ પદ પામશે, નહીં સંશય લગાર. સાંભળ. ૫

*

32. ગણપતરામ

## ૭૪

### રાગ ગરબી.

સદ્ગુરુ સર્વમાં સાર છે, જાણે યોગી રે જન,
અનુભવી હશે તે જાણશે, જેને લાગી લગન. સદ્ગુરુ. ૧

કાર્તિકે ગર્ભથી છૂટવું, કરી સાધુનો સંગ,
કર્મ છૂટયા વિના સુખ નહિ, દુઃખમાં બહુ ઢંગ. સદ્ગુરુ. ૨

માગશરે મનમાં વિચારજો, એ છે પ્રગટ દેવ,
સદ્ગુરુ સાનથી સમજજો, દષ્ટે નિરખીને સેવ. સદ્ગુરુ. ૩

પોષે પુરા ગુરુ સેવીએ, જેથી સંશય જાય,
આવાગમનની આંટી ટળે, પુરા ગુરુથી મુક્ત થવાય. સદ્ગુરુ. ૪

માહે મહાસુખ માણજો, નિત્ય દિવસ ને રાત,
આવો અવસર ફરી નહીં મળે, પ્રેમે પરખો પ્રભાત. સદ્ગુરુ. ૫

ફાગણે ફરી ફરી નિરખીએ, ગુરુ દેવનાં રૂપ,
રૂપ જોઈ જોઈ રીઝીએ, જ્યાં નહીં ટાઢ ને ધૂપ. સદ્ગુરુ. ૬

ચૈત્રે ચૈતન્ય સર્વમાં, સાક્ષી સદ્ગુરુ દેવ,
સર્વ કાળમાં શોભી રહ્યા, નિશ્ચે સમજીને સેવ. સદ્ગુરુ. ૭

વૈશાખે વેદ સાંખ્યથી, વાધી પ્રીત અપાર,
ચિદ્ આનંદ જોઈને, નામ ધર્યું નિર્ધાર. સદ્ગુરુ. ૮

જેઠે જન્મ સફળ થયો, જપતાં ગુરુનો જાપ,
ભાવ ભરેલો આણીને, જોજો પોતાનું આપ. સદ્ગુરુ. ૯

આષાડે આશા છોડજો, જુઠો જગત વહેવાર,
સાચા સત્ગુરુ દેવ છે, ભજીએ વાર વાર. સત્ગુરુ. ૧૦

શ્રાવણે સાધન શું કરૂં, જેને ગુરુદેવની સહાય,
જહાં જોઇએ ત્યાં સન્મુખગુરૂ, અંગે ઉલટ ન માય. સત્ગુરુ. ૧૧

ભાદરવે ભ્રમ મટી ગયો, ભાસે સઘળે રે બ્રહ્મ,
ખેલ જોશે કોઈ અનુભવી, સમજી માયાનો મર્મ. સત્ગુરુ. ૧૨

આસોએ આશા પૂરણ થઈ. પૂર્યો નખશીખ વાસ,
હરિ હરિ સઘળે થઈ રહ્યું, સુરતા સ્વામીની પાસ. સત્ગુરુ. ૧૩

દ્વાદશ માસને અનુભવી, ઠરજો ઠેકાણે ઠામ,
જન્મ મર્ણ દુઃખ ભાગશે, કહે છે ગણપતરામ. સત્ગુરુ. ૧૪

*

જલ મધ્યે જેમ કમલિની, અને સ્પર્શ નહી લગાર,
(એવા) ચિત્ત મ્હારા ભક્તના, વળગે ન વિષય વિકાર. ૫

સંસાર-શું સરસો રહે, ને મન મ્હારી પાસ,
સંસારમાં લેપાય નહિ, તે જાણ મ્હારો દાસ. ૬

મુજ ભક્ત તે મુજને ભજે, હૈયે હેત હંમેશ,
ભક્ત તેહને જાણીએ, (જે) કરે ન કોઈનો દ્વેષ. ૭

કર માંહે તુલસી, કર્ણ તુલસી, કંઠ તુલસી હાર,
(અંગ) તિલક છાપા શોભતાં, મ્હારા ભક્તનો શણગાર. ૮

મ્હારો તાં મુજને ભજે, અંતર શુધ્ધ ટેવ,
હરિ-ભક્ત ત્યારે જાણીએ, (જ્યારે) કરે જીવની સેવ. ૯

ઉત્તમ વર્ણ થઈ નવ ભજે, ચાંડાલ કહીએ તેહ,
ચાંડાલ થકો મુજને ભજે, તે જાણ મ્હારી દેહ. ૧૦

(માહરા) સાધુને જાણે નહીં, પાખંડ પૂજે લોક,
દંભ આડંબર (જે) કરે, તે જાણ સર્વે ફોક. ૧૧

(માહારા) ભક્ત કેરે કારણે, (મેં) અવતાર લીધા દસ,
હું નિર્ગુણ ને નિરાકાર, (મુને) ભક્તે તે કીધો વશ. ૧૨

માહારા પિતા કેરે વચને, હું ગયો વસમે વન,
(મેં) રાવણ મારી રાજ આપ્યું, વિભીષણ રાજંન. ૧૩

દુર્વાસાએ દુભવ્યો, માહારો આતમા અંબરીષ,
મેં ચક્ર મૂકી છેદિયો, તેને ભલી લગાડી શીખ. ૧૪

બલિરાયને મેં બાંધિયો, દેવોની કીધી સાર,
પાતાલ આપ્યું રાયને, ત્યાંહાં હું રહ્યો છડીદાર. ૧૫

ગોકુળ વિષે હું અવતર્યો, શિર પિચ્છ ધરિયાં મોર,
ખાતો હું માખણ તસ્કરી, મુને જગત કહે છે ચોર. ૧૬

માતા જશોદાએ બાંધિયો, (ત્યારે) હું જોડી ઊભો હાથ.
દીન થયો માહરા દાસનો, હું ચોદ ભુવનનો નાથ. ૧૭

ઇન્દ્ર જ્યાહારે કોપિયો, ત્યારે કોઈ ન આવ્યું આડ,
ગોકુળ મેં રાખ્યું રેલતું, ગોપી લડાવ્યાં લાડ. ૧૮

સોળ સહસ્ત્રમાં હું રમ્યો, (માહારો) કોયે ન જાણે ભેદ,
(માહરા) ભક્ત કેરે કારણે, મુને લંપટ કહે છે વેદ. ૧૯

મામાને મળવા (હું) ગયો. ત્યાં મળી કુબજા નાર,
થોડાક ચંદન કારણે, મેં આપ્યું રૂપ અપાર. ૨૦

(વળી) માર્ગમાં નાઈ મળ્યો, દર્પણ આપ્યું હાથ,
પૂર્યા મનોરથ તે તણા, (મેં) રાખ્યો માહારી સાથ. ૨૧

પ્રથમ પોળે પેસતાં, પર્યટે દીધી ગાળ,
મેં મારીને વસ્ત્ર લીધાં, શણગાર્યા ગોવાળ. ૨૨

ત્યાંથી આગળ ચાલતાં લાવી માલણ હાર,
(મેં) અર્થ આપ્યો તેહનો, આપ્યા પદારથ ચાર. ૨૩

વિરંચિ વાછરું હરી ગયો, અને હરી ગયો જ અભર્મ,
હું નવ નીપાઈ લવિયો, માહારો કોયે ન જાણ્યો મર્મ. ૨૪

અધમી જનને જે હણે, ચાંડાલનો તે અંશ,
(મહારા) ભક્ત કેરે કારણે, મેં માર્યો માર્યો કંસ. ૨૫

મેં સુદામો સંતોષિયો, કાંગના કણ લીધ,
સંપતિ આપી તેહને, નવ નિધિ અષ્ટ મહાસીધ. ૨૬

એક વાર વિદુર ઘેર હું ગયો, પ્રાશ્યાં તે ભાજી પાન,
મે લાડ પાળ્યાં ભક્તનાં. રાજાનું મોડ્યું માન. ૨૭

કૌરવ-કુળ સંહારિયું, મેં સાર્યો તાહારો અર્થ,
હું ચૌદ ભુવનનો રાજિયો, મેં હાંક્યો તાહારો રથ. ૨૮

એક વાર સહું ગોવાળિયા, ગયા રમવા મધ વંન,
ભક્ત ભાવ જોઈ ઋષિનારનો, અમે જાચી લીધા અન્ન. ૨૯

એક વાર વનમાં હુ ગયો, તે વન હતું ઘનઘોર,
મે ભાવ જોયો ભીલડીનો, ખાધાં મેં એઠાં બોર. ૩૦

પ્રહલાદ પિતાએ પરભવ્યો, મેં થંભ કીધો વાસ,
તે દુષ્ટને વિડારિયો, ઉગારી લીધો દાસ. ૩૧

ધ્રુવને દુઃખ પમાડિયું, અને કાઢિયો વનવાસ,
તે આજકે મુને વશ કર્યો, ધન ધન્ય માહરો દાસ. ૩૨

ચંદ્રહાસ ને હરિશ્ચંદ્ર રાજા, ભક્ત માહારા જેહ,
પડે વિપત નહિ વીસરે, માહરે મસ્તક મુગટ તેહ. ૩૩

સુધન્વાને તાં નાખિયો, તેલ-કડા તાતી માંહે;
તેને ઉદકપે શીતલ હતું. મુને સમર્યો તેણે ત્યાંહે. ૩૪

દ્રૌપદીનાં ચીર કાઢ્યાં,. (ત્યારે) પાસે હુતા તમે વીરઃ
માહારી સાધને મેં પૂરિયાં, નવસેં નવાણું ચીર, ૩૫

પાંચસ્રીને પરભવી, હું પાસ નહિ તે કાળ;
માહારી દાસને વેલા પડી, ત્યારે તુર્ત કરી સંભાળ. ૩૬

એક કોળીએ કૌતુક કર્યું, અને લીધું મહારુ રૂપ:
રાજાની કન્યા પરભવી, પરગલ કોપ્યો ભૂપ. ૩૭

ત્યાંહાં મેં જઈને શું કર્યું, (માહારુ) તેજ મૂકયું માંય;
પરદલનો પ્રાજય કર્યો; માહારું બિરદ પાળ્યું ત્યાંય. ૩૮

અજામીલ મહાપાતકી, મામકી ગણિકા જેહ;
સ્મરણ કરતાં માહરું વૈકુંઠ પામ્યાં તેહ. ૩૯

એક મગરે ગજ ગ્રહ્યો, (તેણે) લીધું માહારું નામ,
એક કરતાં ત્યાં બેહુનાં, અર્જુન સીધ્યાં કામ. ૪૦

હું ને માહારા ભક્તમાં, અંતર નહીં લગાર;
મુજ ભક્તને ઓળખે નહીં, તે ભૂલી ભમે સંસાર. ૪૧

(માહારા)ભક્ત સુખી તો હું સુખી, દુઃખી તો દુઃખી જાણ,
(મહારા) ભક્તને જે પરભવે, તે તો મુજને લાગે બાણ. ૪૨

(મહારો)ભક્ત લહ્યો તેણે હું લહ્યો, અંતર તુ નવજાણ;
મુને સમ છે માહારા સાધુના, અર્જુન! કહુ નિર્વાણ. ૪૩

સ્વર્ગ મૃત્યુ પાતાલમાં, જલ સ્થલ માહારો વાસ;
અર્જુન! હું તુજને કહું, હું થકી અદકો દાસ. ૪૪

હું જોગે યજ્ઞે નહિ મળું, નહિ તપ તીરથ દાન;
અર્જુન! મહિમા જાણજો, છે ભક્તિથી માહારું જ્ઞાન. ૪૫

ભક્તની સંગે હુ ફરું, માહારે ભક્તનો જ આધાર;
અર્જુન ! જે મહિમા કહું, કહેતાં ન આવે પાર. ૪૬

એ ભક્તિ-મહિમા માહરો, કહ્યો ન કોણે જાય;
ભક્ત હોય તે અનુભવે, ધનદાસ ગીતા ગાય. ૪૭

હરિભક્ત મહિમા સાંભળી, અર્જુન પામ્યો હરખ અપાર;
મૂર્છિત થઈ અવની પડ્યો, નયણે વહે જલધાર. ૪૮

આ ગીતાને જે અનુભવે, ગાયે નર ને નાર;
તેહેની ભ્રાંત ભાંગી જાણજો, તે પામે પદ નિર્ધાર. ૪૯



દ્રૌપદીનાં ચીર કાઢયાં, (ત્યારે) પાસે હુતા તમે વીર;
માહારી સાધને મેં પૂરિયાં, નવસેં નવાણું ચીર, ૩૫

પાંચસ્ત્રીને પરભવી, હું પાસ નહિ તે કાળ;
માહારી દાસને વેલા પડી, ત્યારે તુર્ત કરી સંભાળ. ૩૬

એક કોળીએ કૌતુક કર્યું, અને લીધું મહારુ રૂપ:
રાજાની કન્યા પરભવી, પરગલ કોપ્યો ભૂપ. ૩૭

ત્યાંહાં મેં જઈને શું કર્યું, (માહારુ) તેજ મૂકયું માંય;
પરદલનો પ્રાજય કર્યો; માહારું બિરદ પાળ્યું ત્યાંય. ૩૮

અજામીલ મહાપાતકી, મામકી ગણિકા જેહ;
સ્મરણ કરતાં માહરું વૈકુંઠ પામ્યાં તેહ. ૩૯

એક મગરે ગજ ગ્રહ્યો, (તેણે) લીધું માહારું નામ,
એક કરતાં ત્યાં બેહુનાં, અર્જુન સીધ્યાં કામ. ૪૦

હું ને માહારા ભક્તમાં, અંતર નહીં લગાર;
મુજ ભક્તને ઓળખે નહીં, તે ભૂલી ભમે સંસાર. ૪૧

(માહારા)ભક્ત સુખી તો હું સુખી, દુઃખી તો દુઃખી જાણુ,
(મહારા) ભક્તન જે પરભવે, તે તો મુજને લાગે બાણ. ૪૨

(મહારો)ભક્ત લહ્યો તેણે હું લહ્યો, અંતર તુ નવજાણ;
મુને સમ છે માહારા સાધુના, અર્જુન! કહુ નિર્વાણ. ૪૩

સ્વર્ગ મૃત્યુ પાતાલમાં, જલ સ્થલ માહારો વાસ;
અર્જુન! હું તુજને કહું, હું થકી અદકો દાસ. ૪૪

હું જોગે યજ્ઞે નહિ મળું, નહિ તપ તીરથ દાન;
અર્જુન! મહિમા જાણજો, છે ભક્તિથી માહારું જ્ઞાન. ૪૫

ભક્તાની સંગે હુ ફરું, મારે ભક્તનો જ આધાર;
અર્જુન! જે મહિમા કહું, કહેતાં ન આવે પાર. ૪૬

એ ભક્તિ-મહિમા માહરો, કહ્યો ન કોણે જાય;
ભક્ત હોય તે અનુભવે, ધનદાસ ગીતા ગાય. ૪૭

હરિભક્ત મહિમા સાંભળી, અર્જુન પામ્યો હરખ અપાર;
મૂર્છિત થઈ અવની પડ્યો, નયણે વહે જળધાર. ૪૮

આ ગીતાને જે અનુભવે, ગાયે નર ને નાર;
તેહેની ભ્રાંત ભાંગી જાગશે, તે પામે પદ નિર્ધાર. ૪૯

❀

સદા રહો સતસંગમાં ને
કરો અગમની ઓળખાણુ રે,
નૂરત સૂરતથી નિજ નામ પકડીને
જેથી થાય હરિની જાણ રે.—પરિપૂરણ૦
મેલ ટળે ને વાસના ગળે ને
કરો પૂરણનો અભિયાસ રે
ગંગા સતી એમ બોલિયાં ને
થાય મૂળ પ્રકૃતિનો નાશ રે.—પરિપૂરણ૦

*

૭૯

મનને સ્થિર કરી આવો રે મેદાનમાં ને
મિટાવુ સરવે ક્લેશ રે,
હરિનો દેશ તમને એવો દેખાડું ને
જ્યાં નહિ વર્ણ ને વેશ રે—
સૂક્ષમ સૂવું ને સૂક્ષમ ચાલવું ને
સૂક્ષમ કરવો વે'વાર રે,
શરીરની સ્થિરતામાં ચિત્ત જેનું કાયમ ને
વરતી ન ડોલે લગાર રે.—મનને૦
કુબુદ્ધિવાળાનો સંગ તજવો ને
રહેવું એકાંતે અસંગ રે,
કૂંચી બતાવું એનો અભિયાસ કરવો ને
ચડાવવો નિત્ય નવો રંગ રે.—મનને૦
ચિત્ત વિષયમાંથી ખેંચવું ને
રે'વું સદાય ઇન્દ્રિયજીત રે

ગંગા સતી એમ બોલિયાં જે
તેથી થાય ને વિપરિત ચિત્ત રે.—મનને૦

*

૮૦

કુપાત્ર આગળ વસ્તુ ન વાવીએ ને
સમજીને રહીએ ચૂપ રે,

ભરને આવીને દ્રવ્યનો ઢગલો કરે ને
ભલે હોય મોટો ભૂપ રે-

ભાઈ રે ! ભજની પુરૂષને બેપરવા રે'વું ને
રાખવી ના કોઈની પરવાર રે,

મોટાની આગળ નવ ઉચ્ચારવું ને
બાંધવો સુરતાનો એકતાર રે—કુપાત્ર૦

ભાઈ રે ! ઉપદેશ દેવો તો પ્રથમ ભગતિ દેખાડવી ને
ગાળી દેવો તેનો મોહ રે,

દયા કરવી તેની ઉપર રાખવો ને
પણ કરીને સોઢ રે.—કુપાત્ર૦

ભાઈ રે ! સંશય ટળે ને મનડું ગળે ને
રાખે નહિ કોઈ પર દ્વેષ રે,

ગંગા સતી એમ બોલિયાં ને
એવાને દેખાડવો હરિનો દેશ રે.—કુપાત્ર૦

*

૮૧

આઠ પો'રને રેન દિવસ તમે રટણા રટજો ઘડી ઘડી,
મનવા ! જપી લે હરિ ! હરિ !
સાચું નામ સાહેબજીનું સમરું ને
ઉન કિરતારે મારી કાયા ઘડી,
ગવરીના નંદ ગણેશને સમરું તો
રિદ્ધિ-સિદ્ધિની વાલે કોઠી ભરી—
રે મનવા જપી લે હરિ ! હરિ !
પાંચ તતવરા બન્યા પિસારા ને
સુન-ગઢ સુરતા જાય ચડી,
નૂરતીમેં સૂરતી. સૂરતીમેં રમ લે તો
પૂરણ પાયા તેની ખબર પડી—
રે મનવા ! જપી લે હરિ ! હરિ !
જલ બિચ કમલ; કમલ બિચ કલિયાં,
તા બિચ હોજ ભરી,
ઉલટાં નીર સિખર પર ચડિયાં,
અમર લોકમાં લાગી ઝડી—
રે મનવા ! જપી લે હરિ ! હરિ !
ઇંગલા રે પિંગલા સેવા સાધની,
સુખમણા નાડી તોરી સેજે ખડી.
ત્રિકૂટી-મ્હેલમેં હુઆ ઉજવાલા,
જલમલ જલમલ જ્યોત જલી—
રે મનવા ! જપી લે હરિ ! હરિ !
રામગુરૂ સ્વામી અમને પૂરણ મળિયા,
અમને બતાવી અમર જડી,
સદગુરુ ચરણુંમાં બોલ્યા દેવારામ,
ખોલ હિયો સાધુ ! તેરી કરમ-કડી.
રે મનવા ! જપી લે હરિ ! હરિ !

❁

૮૨

જી રે લાખા ! મૂળ રે વચનનો મહિમા બહુ મોટો જી
એને સંત વિરલા જાણે હાં !

જી રે લાખા ! વચન થકી જે કોઈ અધૂરા જી
તે તો પ્રેમરસને શું માણે હાં !

જી રે લાખા ! વચન બ્રહ્માએ સૃષ્ટિ રચાવી જી
વચને પૃથવી ઠેરાણી હાં.

જી રે લાખા ચૌદ લોકમાં વચન રમે છે જી
તેને જાણે પુરૂષ પુરાણી હાં.

જીરે લાખા ! એવા રે વચનની જેને પરતીત આવે જી
એ તો ક્દી ચોરાશી ન જાવે હાં.

જી રે લાખા ! વચનના કબજામાં જે કોઈ વસે જી
એની સુરતા શુનમાં સમાવે હાં.

જી રે લાખા ! એ રે વચન શિરને સાટે જી
એ ઓછા માણસને ન કહેવું હાં.

જી રે લાખા ! સદગુરુ આગળ શીષ નમાવી જી
એના હુકમમાં રે'વું હાં.

જી રે લાખા ! આદ ને અનાદમાં વચન છે મોટું જી
એને જાણે વિવેકી પૂરા હાં.

જી રે લાખા ! શેલણની ચેલી લોયણ બોલિયાં જી
એને તેણે વરસે નૂરા હાં !

૩૭. ભોજો

## ૯૩

શૂન્ય શિખર પર નામ નિરંતર, નિરખીને જોઉં ત્યાં ન્યારા રે,
કહા જાણું સુને કહુએ ન સૂઝે, પહોંચેગા કોઇ પારા રે......૧

દિલ દરિયા સંતો મેટ સમરિયા, કરી ક્રિયાને કોઈ પાદ પામે રે,
નર તે નરા ને ચડયા સવેરા, ત્રિકમ તેરા લિખી લે નામે રે......૨

રે'ણી ને કરણી કછુ પુણ્ય નહિ પોહોચે, રામ તણી રીતે રહેવું રે,
બુદ્ધિ બૂડે ને લક્ષ નહિ લાધે, શ્યામ સ્વરૂપા આખર એવું રે......૩

અકળ કળા એવી અલખ ધણીની, શુદ્ધ વિચારીશું સીખ્યું રે,
ભોજો ભગત કહે ગુરુ પ્રતાપે, લક્ષ્ય વાળે એ પદ લીધું રે......૪

*

૮૪

હરિજન હોય તેણે હેત ઘણુ રાખવું,
નિજ નામ ગ્રહીને, નિર્માન રહેવું,
ત્રિવિધિના તાપને, જાપ જરણા કરી,
પરહરી પાપ, રામ નામ સેવું...હરિજન૦ ૧
સર્વથી નરસ રહી, સરસ સહુને કહી,
આપ આધીન થઇ, દાન દેવું,
મન કર્મ વચને કરી, નિજ ધર્મ આદરી,
દાતા ભોકતા હરિ, એમ કહેવું...હરિજન૦ ૨
અડગ ન ડોલવું, અધિક ન બોલવું,
બોલવી ગુંજ તે, પાત્ર ખોળી,
દીન વચન દાખવું, ગંભીરપણું રાખવું,
વિવેકીને ન કરવી, વાત પોળી...હરિજન૦ ૩
અનંત નામ ઉચારવું, તરવું ને તારવું,
રાખવી ભક્તિ તે, રાંક દાવે,
ભક્ત ભોજો કહે, ગુરુપ્રતાપથી,
ત્રિવિધના તાપ તેને, નિકટ ના'વે...હરિજન૦ ૪

*

૮૫

શબ્દને પાર સદ્ગુરુજીનું રૂપ છે,
ચર્મચક્ષુ હોય તેને કેમ સૂઝે,
જીવ પણે પદ તો કોઈ ને ઝડે નહિ,
અનુભવી હોય તે આપ બૂઝે...શબ્દને૦ ૧
રતિ વિના સ્વરૂપનો લક્ષ આવે નહિ,
શીખે સુણે અર શબ્દ આવે,
અનુભવ ખુલ્યા વિના આપ સૂઝે નહિ
ચૈતન્ય આત્મ કદી સ્વપ્ને ના'વે...શબ્દને૦ ૨

જ્યાં લગી કલ્પના ત્યાં લગી જીવ છે,
સંશય છૂટે ત્યારે શિવ કા'વે,
ધ્યેય ને ધ્યાતા વિના, જો પ્રગટે તો,
સોહં સ્વરુપમાં જઈ ને સમાવે...શબ્દને૦ ૩
આવાગમનનું તેને કાંઈ અડે નહિ,
જેમ કાચળી તજીને ભોરંગ જાવે,
[એમ] ભક્ત ભોજો કહે, ગુરુગમ પ્રગટે તો,
જન્મ ને મરણનો ભય ના'વે...શબ્દને૦ ૪

*

## ૮૬

પ્રાણિયા ! ભજી લેને કિરતાર, આ તો સ્વપનું છે સંસાર-ટેક
ધન દોલત ને માલ ખજાના, પુત્ર ને પરિવાર,
એમાંથી જાશ તું એકલો પછે ખાશ જમના માર.-૧
ઊંચી મેડી ને અજબ ઝરુખા. ગોખ તણો નહિ પાર,
કોટિધ્વજ ને તેક્ષપતિ તેના બાંધ્યા રહ્યા ઘરબાર.-૨
ઉપર ફરેરા ફરહરે ને હેઠે શ્રીફળ ચાર,
ઠીક કરીને ઠાઠડીમાં ઘાલ્યો, પછે વાંસે પડે પોકાર.-૩
સેજ તળાયું વિના સૂતો નહિ, જીવ હુન્નર કરતો હજાર.
ખોરી ખોરી ને ખુબ જળાયો, જેમ લોઢુ ગાળે લુહાર.-૪
સ્મશાન જઈને ચેહ ખડકી, ને માથે છે કાઠનો ભાર,
અગ્નિ મેલીને ઊભા રહ્યાં, અને નિશ્ચય ઝરે અંગાર.-૫
સ્નાન કરીને ચાલી નીકળ્યાં, નર ને વળી નાર,
ભોજો ભગત કહે દશ દી રોઈને, પછે મેલ્યો વિચાર.-૬

*

૩૮ ડુંગરપરિ

૮૭

દલ દરિયા મેં ડૂબકી દેણા,
મોતી રે લેણા ગોતી એ જી.
ખારા સમદર મેં છીપ બસત હે,
ભાત ભાતરાં મોતી એ જી,
એ મોતી કોઈ મરજીવા માણે,
નહીં પુસ્તક, નહીં' પોથી રે.—દલન૦
સુખા કમળ પર મરધા કમળ હે,
તા પર ગંગા હોતી એ જી,
તન કર સાબુ, મન કર પાણી,
ધોઈ લેણા હરદારી ધોતી રે.—દલ૦
રણુંકાર મેં ઝણુંકાર હે,
ઝણુંકાર મેં જ્યોતિ એ જી,
એ જ્યોતિ અભેપદ હોતી,
વહાં હે એક મોતી રે.—દલ૦
નવ દુવારા, દસમી ખડકી,
ખડકી મેં એક ખડકી એ જી,
એ ખડકી કોઈ સતગુરુ ખોલે
કૂંચી ઉતરા ધરકી રે.—દલ.
ડાબી ઇંગલા, જમણી પીંગલા.
નુરત સુરત કર જોતી,
દેવ ડુંગરપુરી બોલિયા,
હું હરખે હાર પરોતી.—
દલ દરિયામેં ડૂબકી દેણ',
મોતી રે લેણા ગોતી.

*

## ૮૮

વરતન જોઈ વસ્તુ વો'રીએં
એમાં અવગુણ ના'વે નાથજી.

દીપક વિનાના મંદિર કેસા ?
કેસે ત્રાટીકું તાળાં ?
ક્રિરિયા વિનાના જોગી કેસા ?
જેસે નીર ભરિયલ ખારાં—વરતન૦

કાચે રે ઘડે મેં નીર કયું રે'વે ?
કયું રે'વે કાગજ મેં પારા ?
બગલે મોતીડેકું કયા કરે ?
મોતી હંસ કેરા ચારા—વરતન૦

અંધલે અરીસેકું કયા કરે ?
કયા કરે મૂરખકું માળા ?
કાફર તરણીકું કયા કરે ?
ઘટડે મેં ઘોર અંધેરા—વરતન૦

વિના રે ફરજંદ કેસી માવડી ?
કેસે પાવૈકું પાના ?
દાસ ડુંગરપરી બોલિયા,
સતગુરુ સાચા પરવાના.—
વરતન જોઈ વસ્તુ વો'રીએં.

*

## ૮૯

બંસરી વાગી રહી બનમાં
સૂરતા લાગી રહી સૂનમાં

ત્રણ ભુવન રણુંકાર અધર ધ્રુન વચન સુણાયો,
સોહં વચનકી માંય બ્રાહ્માએ વેદ બનાવ્યો,
ઈ વેદમાં ભેદ છે, સમજે તે નર સંત,
ઓર સકલ પરપંચ હે, તમે મત ભૂલો ગુણવંત
—બંસરી વાગી રહી બનમાં.

સુણ બંસીકો નાદ વિવેકકો વધે વધારો,
ટળશે દેહ અભિમાન, અંતરનો મટે અંધારો.
હુવ અંજવાળા ગેબકા વણ ચંદે વણ સૂર,
રોમેરોમે રંગ લાગી ગિયો, નખશિખ પ્રગટયાં નૂર.
—બંસરી૦

થિયો આનંદનો ઓઘ, પ્રેમની લાગી તાળી,
કર્યાં સંતનાં કામ. બડે બડે કુંજ વિહારી.
આ બંસીકી બીચમેં મોહ્યા સકલ સંસાર,
બ્રહ્મા વિષ્ણું મહેશ મોહિયા, કહેતાં નાવે પાર,
—બંસરી૦

મેં નિજ નામી નામ, નામ પર સુરતાધારી
ઉલટ અજંપા માંય, ખુલ ગઈ બ્રહ્મકી બારી.
અણી અગરની ઉપરે નર પોઢ્યા નિરધાર,
ઝળહળ તીયાં જ્યોતું જલે, ઝીણો હુવો ઝણકાર'
—બંસરી૦

એ બંસી શ્રીકૃષ્ણકી, ફેર રચાયો શોર.
મીઠો ભગતકે' મોજ કરી લ્યો, નહિ પ્રીત નહિ લેર.
—બંસરી૦

## ૪૭ બાલક સાહેબ

### ૯૮

શ્રવણ દઈને સાંભળો તમે નિર્મળ નામ નિશાની. (ટેક)

નુરતે સુરતે દોનું ઘેર લિયો રે, આત્મરૂપ ઓળખાય,
સુણો સવાલ બોલે, એક સાંઈકો...શ્રવણ.

બાવન માંહી બોલતો ને, અબોલ બાવનથી બાર
અબોલ અનામી એક છે રે. પુરા ઉપર અપાર...શ્રવણ

શૂન્ય શિખર કેરી ધૂનમાં, ઉન્મુનિ આસન લગાઈ,
અગમ નિગમ કેરી ઓથમાં, કોઈ વીરલા સંત જઈ...શ્રવણ

ગુરુ નથુરામની ગાદીએ, બાળકને મળ્યા મન માંહી,
સતગુરૂ કેરી શાનમાં, પ્રેમ ભક્તિ થકી શુભ થાય...શ્રવણ



## ૪૯ હીરસાગર

### ૧૦૦

તત્ત્વ વિચારી જુવો રે, તત્ત્વજ્ઞ તમે પ્યારા,
નથી જગતમાં ક્યાંઈ રે, નિર્ગુણ સ્વરૂપ હે ન્યારા,
કોઈ જૂવે દેવળ મંદિરમાં કોઈ જુવે તિર્થો માય.
કોઈ શોધે વેદ પુરાણે, કોઈ કર્મકાંડની સહાય,
કોઈ અનુમાને ભટકે રે, પદાર્થ ભાવમાં સારા,
ગુરૂ કહે તારા ઘરમાં જોને, તત્ત્વ છે અપરંપારા,
દૃષ્ટિ આપી ગુરૂ ગમ કેરી, સમજાણો ત્યારે સાર,
નિરખું નિરંજન દેવા રે, નામ રૂપ ગુણથી ન્યારા,
પાંચ તત્ત્વથી પાર છે, છઠ્ઠો સરજનહાર,
દેહ ઇન્દ્રિયો મનનો પોતે, એક જ છે આધાર,
નિરાધાર જે નિરખો રે, બોલે બોલાવનહાર,
હરદમ મેં હાજર રહીને, કર ગુરૂ શબ્દ વિચાર,
ત્રિલોકી નાથ તારામાં ગાજે, નથી છેટો લગાર,
હિલમિલ હીરસાગર રે, ગુરૂ કરમશી દેવ ધાર્યા.

*

૫૦ ઉગારામ

૧૦૧

નિવૃત્ત પ્રવૃત્તિ પરખી એક, સંકલ્પ દૂર કરો,
જીવન મુક્તિ જાણી તમો, સંતોષ વરને વરો.

આ અવલ કવલની છે સાધના, તેનું સહજે સ્મરણ કરજે
અનાદિ વચન છે ગુરૂદેવનું, તેનું ધ્યાન તમે ધરજો,
એ પોતાના પુન્યનાં પારખાં, તે ગુપ્તદાન તમે દેજો,
આમાં શાન્તી, તપ. સોહં છે, તે તમારો આત્મા ઓળખી લેજો.
એ વૃક્ષ રૂપ એક જ છે, તેમાંથી આ દ્વાદશ પ્રગટયા ડાળાં,
અનુભવથી ઓળખાતો. સોહંપદ બાવન અક્ષરથી છે બારા.
એ દમ કદમના દોરમાં, નિરભે પદને તમે નિહાળો.
દશમાં સોહમમાં સુરતા લગાવો, તો જરે અખંડીત ઝારો.
એ સતગુરૂએ વચન સુણાવ્યો, જરાઈ નથી જૂઠો.
સતસંગ રૂપી પાટી કરી. વચન વતરણેથી એક જ એકડો ઘૂંટો.
આ અનુભવી સ્કૂલમાં અભયવચન સતગુરૂએ સુણાવ્યો,
દાસ ઉગાને સતગુરૂ હીરસાગર મળ્યા, આ દેહીમાં દર્શાવ્યો.

# પદસંદર્ભગ્રંથ સૂચિ

| પદ ક્રમાંક | સંદર્ભગ્રંથનું નામ | સંપાદક | પૃષ્ઠાંક |
|---|---|---|---|
| ૧ થી ૪ | 'આદિ કવિની આર્ષવાણી' | ડૉ. ઈશ્વરલાલ ર. દવે. | ૨૯થી ૩૨ |
| ૫ | ,, | ,, | ૩૪ |
| ૬ | ,, | ,, | ૩૯ |
| ૭ | ,, | ,, | ૫૯ |
| ૮ | ભજનરસ | મકરંદ દવે | ૯૭ |
| ૯ | 'પ્રબોધ બત્રીશી' | શંકરલાલ છ. રાવળ | ૧ થી ૩ |
| ૧૦ | ,, | ,, | ૬ થી ૮ |
| ૧૧ | 'મીરાંબાઈ એક મનન' | મંજુલાલ મજમુદાર | ૨૪૪ |
| ૧૨ | ભજનરસ | મકરંદ દવે | ૧૧૮ |
| ૧૩ | 'અખાની કાવ્યકૃતિઓ' ખંડ–૧ | ડૉ. શિવલાલ જેસલપુરા | ૩૧ થી ૩૭ |
| ૧૪ | ,, | ,, | ૮૮ થી ૯૧ |
| ૧૫ | 'યોગ વેદાંત ભજન ભંડાર' | પ્રેમવંશ ગોવિંદરામ | ૨૭૩ |
| ૧૬ | 'અખાની કાવ્યકૃતિઓ' ખંડ–૨ | ડૉ. શિવલાલ જેસલપુરા | ૨૬ થી ૨૭ |
| ૧૭ | ,, | ,, | ૩૦ થી ૩૧ |
| ૧૮ | 'અનુભવબિંદુ' | ડૉ. જેસલપુરા, ડૉ. પરીખ | ૩૦ થી ૩૧ |
| ૧૯ | 'ભજન રસ' | મકરંદ દવે | ૧૬૪ |
| ૨૦ | 'જ્ઞાનગીતા' (કડવું–૧૫) | ડૉ. સુરેશ જોષી | ૭૫ થી ૭૬ |
| ૨૧ | ,, (કડવું–૧૬) | ,, | ૮૩–૮૪ |
| ૨૨ | 'પ્રાચીન કાવ્ય વિનોદ' | છ. વિ. રાવળ | ૨૨૯ |
| ૨૩ | 'અનુભવાનંદનાં પદો' | ડૉ. સુરેશ જોષી | ૨૭ |
| ૨૪ | ,, | ,, | ૩૭ |

| | | | |
|---|---|---|---|
| ૨૫ | 'અનુભવાનંદનાં પદો' | ડૉ. સુરેશ જોષી | ૪૩ |
| ૨૬ | ,, | ,, | ૪૫ |
| ૨૭ | 'વસ્તાનાં પદો' | ,, | ૮ |
| ૨૮ | ,, | ,, | ૪૫ |
| ૨૯ | ,, | ,, | ૪૮ |
| ૩૦ | 'ત્રણ ગુજરાતી ગીતાઓ' | ભુપેન્દ્ર બાલકૃષ્ણ ત્રિવેદી | ૩૯ થી ૪૫ |
| ૩૧ | 'સતકેરી વાણી' | મકરંદ દવે | ૧૬–૧૭ |
| ૩૨ | 'ભજન રસ' | ,, | ૧૩૪ |
| ૩૩ | ,, | ,, | ૧૩૯ |
| ૩૪ | 'સોરઠી સંતવાણી' | ઝવેરચંદ મેઘાણી | ૧૩–૧૪ |
| ૩૫–૩૬ | 'યોગવેદાંત ભજનભંડાર' | પ્રેમવંશ ગોવિંદરામ | ૩૮ |
| ૩૭–૩૮ | ,, | ,, | ૬૨-૬૩ |
| ૩૯ | ,, | ,, | ૬૬ |
| ૪૦ | ,, | ,, | ૭૨ |
| ૪૧ | ,, | ,, | ૮૧ |
| ૪૨ | ,, | ,, | ૧૨૫ |
| ૪૩ | ,, | ,, | ૧૩૬ |
| ૪૪ | 'સતકેરી વાણી' | મકરંદ દવે | ૭૨ |
| ૪૫ | 'યોગવેદાન્ત ભજન ભંડાર' | પ્રેમવંશ ગોવિંદરામ | ૪૫ |
| ૪૬ | ,, | ,, | ૧૪૧ |
| ૪૭–૪૯ | ,, | ,, | ૨૮૩–૨૮૫ |
| ૫૦ | ,, | ,, | ૩૦૧ |
| ૫૧ | 'સતકેરી વાણી' | મકરંદ દવે | ૮૯ |
| ૫૨ | 'યોગવેદાંત ભજન ભંડાર' | પ્રેમવંશ ગોવિંદરામ | ૩૮૧ |
| ૫૩ | ,, | ,, | ૩૧૭ |
| | | | ૧૫૩ |

| | | | |
|---|---|---|---|
| ૫૫ | ,, | | |
| ૫૬ | ,, | ,, | ૩૫૯ |
| ૫૭ | ,, | ,, | ૩૧૮ |
| ૫૮ | 'સતકેરી વાણી' | મકરંદ દવે | ૧૨૮ |
| ૫૯ | 'સોરઠી સંતવાણી | ઝવેરચંદ મેઘાણી | ૧૦૭ |
| ૬૦ | યોગવેદાંત ભજન ભંડાર | પ્રેમવંશ ગોવિંદરામ | ૩૯૬ |
| ૬૧ | 'સતકેરી વાણી' | મકરંદ દવે | ૧ |
| ૬૨ | ,, | ,, | ૧૧૭ |
| ૬૩ | 'અખો અને મધ્યકાલીન સંત પરંપરા' | ડૉ. યોગીન્દ્ર ત્રિપાઠી | ૫૭ |
| ૬૪–૬૫ | 'પ્રાચીન કાવ્ય વિનોદ' | છો. વિ. રાવળ | ૨૨૧ |
| ૬૬ | 'અખો અને મધ્યકાલીન સંતપરંપરા' | ડૉ. યોગીન્દ્ર ત્રિપાઠી | ૭૫ |
| ૬૭ | ,, | ,, | ૭૧ |
| ૬૮ | ,, | ,, | ૮૦ |
| ૬૯ | ,, | ,, | ૯૪ |
| ૭૦ | ,, | ,, | ૯૭ |
| ૭૧ | 'પ્રાચીન કાવ્યમાળા' અંક–૨ | હરગોવિંદદાસ કાંટાવાળા | ૨૧૩–૨૧૭ |
| ૭૨ | બૃહદ્ કાવ્ય દોહન–૭ | ઇચ્છારામ સૂ. દેસાઈ | ૫૧ |
| ૭૩ | બૃહદ્ કાવ્ય દોહન–૧ | ઇચ્છારામ સૂ. દેસાઈ | ૭૧૦ થી ૭૧૫ |
| ૭૪ | 'બૃહદ્ કાવ્ય દોહન'–૮ | ,, | ૭૩૬ થી ૭૪૯ |
| ૭૫ | 'ત્રણ ગુજરાતી ગીતાઓ' | ડૉ. ભૂપેન્દ્ર બા. ત્રિવેદી | ૩૫ થી ૩૯ |
| ૭૬ | 'સોરઠી સંતવાણી' | ઝવેરચંદ મેઘાણી | ૬૩ |

| | | | |
|---|---|---|---|
| ૭૭ | ,, | ,, | ૬૫ |
| ૭૮ થી ૭૯ | ,, | ,, | ૮૦ થી ૮૧ |
| ૮૦ | ,, | ,, | ૯૪ |
| ૮૧ | ,, | ,, | ૮ |
| ૮૨ | ,, | ,, | ૯ |
| ૮૩ | 'ભોજા ભગતની વાણી' | મનસુખલાલ સાવલિયા | ૯૮ |
| ૮૪ | ,, | ,, | ૭૪ |
| ૮૫ | ,, | ,, | ૭૮ |
| ૮૬ | ,, | ,, | ૮૮ |
| ૮૭ | 'સતકેરી વાણી' | મકરંદ દવે | ૧૬૮ |
| ૮૮ | ,, | ,, | ૧૬૬ |
| ૮૯ | ,, | ,, | ૫૧ |
| ૯૦ | ,, | ,, | ૧૪૧ |
| ૯૧ | 'સોરઠી સંતવાણી' | ઝવેરચંદ મેઘાણી | ૧૧૪ |
| ૯૨ | ,, | ,, | ૧૧૦ |
| ૯૩ | 'સતકેરી વાણી' | મકરંદ દવે | ૨૦૭ |
| ૯૪ | 'સોરઠી સંતવાણી' | ઝવેરચંદ મેઘાણી | ૧૩૬ |
| ૯૫ | 'સતકેરી વાણી' | મકરંદ દવે | ૧૮૦ |
| ૯૬ થી ૯૭ | 'સૌરાષ્ટ્રના હરિજન સંત કવિઓ' | ડૉ. નાથાલાલ ગોહિલ | ૪૧૬ |
| ૯૮ થી ૯૯ | ,, | ,, | ૩૮૭ |
| ૧૦૦ | ,, | ,, | ૪૧૦ |
| ૧૦૧ | ,, | ,, | |

# કર્તા નામ સૂચિ